# उत्सर्ग.

---

...નારાધ્ય,

ભક્તિભાજન પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર!

દેવ! કલકત્તા.

જે સર્વ કારણથી મનુષ્ય મનુષ્યને દેવતા
રીકે સમજે છે તે સર્વ કારણથી હું આપને દે
તા જાણુંછું. આ પૃથ્વીમાં ઘણી જગાએ સંપદ
ઘણીક જાતની સામગ્રી જોઇછે અને ઘણી
એ સૌજન્યની પણ અનેક પ્રકારની મૂર્તિ
પરંતુ સંપદ અને સૌજન્યનો એકત્ર સ
વો દેવ-ભોગ્ય સુંદર વૈભવ છે તે, આ
માં ઉત્તમ પ્રકારે જોઉંછું. પારકાના
સમજવું એ આપના પુણ્યમય
ત્રછે. જ્યારે આપની દયાવૃ
ત્યારે ક્ષણોજ આનંદ થાય
અવસ્થા સુધારવા માટે
રણ થયાથી આનંદાશ્રુ
શ્વવ્યાપી છે. આપે
કાનાં દુઃખ નિવાર

સ્મૃતિપથમાં આવ્યાથી આપના જન્મનુ
થયલું જાણીને હર્ષ થાયછે. આપની માતાન.
ગુણોનું વર્ણન કરતાં કરતાં એક વેળાએ આ
કહ્યું હતું કે "મેં જો મ્હારી માતાના સેંકડો ગુણો-
માંથી એક પણ ગુણ મેળવ્યો હોત તો હું પોતા-
ને કૃતાર્થ જાણત; હું એવી માતાનો પુત્રછું એ
LORY (ગૌરવ) નો વિષય સમજુંછું." તે-
જ દેવ! આપ સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં
ય્યા રહોછો અને સ્ત્રીજાતિનું ભલું કરવા માટે
ં આતુર રહોછો. આપ એવી એક માતાના
તેને માટે આખો બંગાળ આપની સ્તુ-
આ પુસ્તકનો ઉદ્દેશ પણ આપના
ન ઉત્પન્ન કરવાનો છે; તેથીજ ૧૪૦૦
ગ્હીને આપના ગુણકીર્ત્તન સાંભળીને
જોઇને મ્હારી સ્વર્ગવાસી માતા દે-
દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવ-
'મા અને છોકરાં" ભક્તિપૂ-
સર્ગ કરવા ઉચિત જાણુંછું.
ની પૂજા કરવી એ મ્હારો
અંગીકાર કરશો.

ભવદ્દિય ગુણાસક્ત,
રાયણ હેમચંદ્ર.

# પ્રસ્તાવના.

છોકરાં, દોષ-શૂન્ય શારીરિક અને માનસિક પ્રકૃતિ મેળવીને જન્મે, તેવા ઉપાય યોજવા એ માબાપનું પહેલું કર્તવ્ય કર્મ છે. જો પિતા માતા પોતે પરિશુદ્ધ પ્રકૃતિ મેળવીને પરમેશ્વરે સ્થાપેલા શારીરિક અને માનસિક નિયમ પાલે તો તેઓનું એ કર્તવ્ય સુચારૂ રૂપે સંપન્ન થાયછે. પિતામાતાના ગુણદોષ પ્રમાણે છોકરાં વર્તેછે તે જગત્ પ્રસિદ્ધછે, એટલામાટે આ વિષયપર વધારે લખવું નિષ્પ્રયોજનછે. આ અખંડનીય નિયમના ઉપર નજર નહિ રાખ્યાથી અવનિમંડળમાં કેટલા અધર્મ અને કેટલાં દુઃખ ઉત્પન્ન થયાંછે, તેનું વર્ણન કરતાં અંત આવી શકતો નથી. વૈધક વિધામાં કુશળ એક્કુંબે બાળકોને ઉછેરવા સંબંધી એક ઘણું ઉત્તમ પુસ્તક રચ્યું છે, તેમાં એવિશેનાં કેટલાક ઉદાહરણ આપ્યાંછે તે વાંચ [illegible] શ્ચર્ય પમાયછે. મોજેસલાકોન્તે નામના એક આંધળા પુ[illegible] લોક પુત્ર, પૌત્ર અને દૌહિત્રાદિ હતાં. સર્વ મળીને ૩૭ એકના પછી એક આંધળાં થયાં તેઓ પં[illegible] વર્ષની ઉમ્મરમાં અંધાપાના રોગમાં ફસાઈને ૨[illegible] સંપૂર્ણ રૂપે દૃષ્ટિ-રહિત થયાં હતાં.

માનસિક ગુણ દોષ વિષયમાં પણ [illegible] ઈને આશ્ચર્ય પમાયછે. રોમ રા[illegible] દેનારા હતા, તે ઘણાકો જાણતા[illegible] વીને રહેવાબાદ ૫૦૦-૬૦૦

કેલિગુલા, કલાડિયસ, ટાઈબીરિયસ, અને આગ્રિપિનાએ પોતાના જુલમથી પૃથ્વીને ધ્રુજાવી મૂકી હતી, અને છેલ્લી વારે પાપાવતાર-સ્વરૂપ બહુજ નિર્દય સ્વભાવના નિરોએ જન્મ લઈને પોતાના વંશના પાપનો ઘડો પૂર્ણ કર્યો હતો. એક માણસના પાપનું ફળ તેના છોકરાં ત્રણ ચાર પેઢી સુધી ભોગવેછે તેનાં આપણે ઘણા ઉદાહરણ જોઈએ છિયે. એ સર્વ આપણી ગૂજરાતી સ્ત્રીઓ સમજે અને તેમને છોકરાંને ધાર્મિક બનાવવાના ઉપાય વિશે જ્ઞાન મળે એ ઉદ્દેશથી બંગાળીમાં શ્રી ચંડિચરણ બંધોપાધ્યાના "મા ઓ છેલે" નામના પુસ્તકપરથી કેટલાક ફેરફાર અને વધારા સાથે મ્હારી સ્વર્ગવાસી દેવકોરના સ્મરણાર્થે દેવકોર ગૃહપાઠય પુસ્તકાવલીનો બીજો ખંડ (મા અને છોકરાં) નામથી પ્રસિદ્ધ કર્યોછે તે લોકોને પસંદ પડયાથી મ્હારો શ્રમ સફળ થયેલો સમજીશ અને ઉત્સાહમાં મત્ત થઈ છોકરાંને ઉછેરવા સંબંધી પુસ્તક પણ કરીશ.

કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરૂંછું કે આ પુસ્તકને સુધારી કામ શ્રદ્ધાસ્પદ છગનલાલ હરિલાલ પંડયા બી. એ. એ ·ક કર્યુંછે તેને માટે હું એ ભાઈનો અન્તઃકરણપૂર્વક

**નારાયણ હેમચંદ્ર.**

33૯૭

# મા અને છોકરાં.

## પ્રકરણ ૧ લું.

સુબોધચંદ્ર મુંબઈનો એક સામાન્ય ગૃહસ્થ હતો, તેની ઉમ્મર ૨૫-૨૬ વર્ષની હતી. મુંબઈમાં એક આફિસમાં તે નોકર હતો. જે કંઈ મેળવતો હતો તેનાથી કોઈ રીતે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે ગૃહસ્થનો સ્વભાવ ઘણોજ સારો હતો. તેના ઘરમાં મા, સ્ત્રી અને એક છોકરો હતો. એમના વિના બીજું કોઈ નહોતું જે ·
ત્રણ મહિનાનો થયો હતો.

સુબોધચંદ્ર એક દિવસે સાંઝે આફિસનું
રીને ઘેર આવ્યો. ઘેર આવીને આફિસનાં
હતો તેવામાં તેની સ્ત્રી પાસે આવીને ઉ
ચિંતાવાળું તથા શોકાતુર મુખ જોઈ
વ્યાકુલતાથી ઉપરાઉપરી બે ત્રણ
ધચંદ્ર જરા હસીને બોલ્યો: "
શેષ આપદ વિપદ પડી નથી."

સ્ત્રીએ કહ્યું:-" ત્યારે જે

કહેતા નથી ? શું ત્હમે ત્હમારા મનની વાત મ્હને કહ્યાથી કંઈ હાનિ થશે એમ સમજોછો ?”

સુબોધચંદ્રે કહ્યું:—“ હાનિ થાય કે ન થાય પણ વાત કર્યાથી કંઈ વિશેષ લાભ થાય એમ હું ધારતો નથી. ત્હને સઘળી વાત કહ્યાથી તે વાતનો મર્મ સારીપેઠે સમજી શકશે નહિ.”

સ્ત્રીએ પૂછ્યું:–“ કેમ, હું શું એવી નકામીજ છું કે કંઈ વાત કહ્યાથી તે હું સમજી શકીશ નહિ ?”

સુબોધચંદ્રે કહ્યું:–“ એક ખરાબ વાત અથવા પરનિંદાની વાત કહેતામાંજ તું સમજશે, પણ જેમાં સાધુતાનું ચિત્ર છે, મહત્ત્વનો ભાવ છે, અથવા કોઈ સારા માણસના ગુણ લેવાનું પ્રયોજન છે તે વાત જેટલી જોઇએ તેટલી જ-
ની તથા સહેલાઇથી તું સમજી શકશે નહિ.”

ને સ્વામીના આવા બોલથી અન્તઃકરણમાં વેદના
ક રંતુ તે સ્વામીના ઉપર વિરક્ત થઈ નહિ, ઉ-
ની દુર્દશા સાંભરી આવ્યાથી અંતરમાં ક-
ને જેના યોગે પ્રિયતમ સ્વામીની ઈચ્છા
થવામાં સહાયતા આપી શકાય તેને
ાગી.

પાછો વિચારમાં નિમગ્ન થઇને
ા પણ ભોજન કરી, સાસુની
ઓરડામાં આવી. ઓરડામાં

આવતાંજ તેણે સ્વામીને પાછો ચિંતાતુર જોયો. ઓરડામાં જ્યાં સુબોધચંદ્ર વિચારમાં બેઠો હતો ત્યાં તે ત્વરાથી જઈને ઉભી, અને ચિત્તની પ્રસન્નતા પ્રકાશક જરા મૃદુ હાસ્ય કરીને બોલી:—"જો મ્હને ઘણીજ નકામી જાણતા હો તો મ્હારો પરિત્યાગ કરી શકોછો. જેના યોગે જીવનની આશા પૂર્ણ થવાનો સંભવ ન હોય, તે અમાસના ચંદ્રમાને લઇને ત્હમારા ઘરને સજાવી રાખ્યાથી શું ફળ? તે કહો. મ્હારા જેવી સ્ત્રીને વિદાય કરવી ઉચિત છે."

સુબોધચંદ્રે તેના જવાબમાં કહ્યું:—"મ્હેં કંઇ ત્હનેજ ઉદ્દેશીને એ વાત કહી નહોતી. હું જાણુંછું કે મ્હારી આશા પૂર્ણ થવાને યોગ્ય ઘણાક ગુણ ત્હારામાં છે. મ્હેં સ્ત્રીજાતિની સાધારણ અવસ્થાને લક્ષીને ઉપરનું કહ્યું હતું. સાધારણ રીતે આપણા દેશમાં સ્ત્રિયોની ઘણીજ શોચનીય અવસ્થા જોવામાં આવેછે. ધારો કે હું જેનો વિચાર કરૂંછું તે ત્હને કહું, પરંતુ મ્હારી તે ગંભીર ચિંતાનો ગુરૂભાર જેથી ઓછો થાય તેમાં તું શું સહાય કરવામાં દૃઢ પ્રતિજ્ઞા કરી શકશે? સ્થિર ચિત્તથી વિચાર કરીને જો; તેમાં ત્હને બહુ પરિશ્રમ તથા વિચાર કરવો પડશે—નાના પ્રકારના ત્યાગ સ્વીકાર કરવાનું પ્રયોજન હોય તો શું તું ત્હારૂં પોતાનું સુખ તથા આરામ મૂકીને તે કામમાં જોડાશે?"

સરળાએ કહ્યું:—"ત્હમે સ્વામીછો, ત્હમારો જેમાં

સ્વાર્થે, સુખ અને આનંદ છે તે બહુ શ્રમથી પ્રાપ્ત થતું હોય તોપણ તે કરવામાં પ્રાણ અર્પણ કરીને પણ યત્ન કરવો એ મ્હારો ધર્મ છે, મ્હારૂં તેજ સુખ છે, તેજ આરામ છે, તેજ ધર્મ છે."

સુબોધચંદ્રે કહ્યું:-" ત્યારે હવે જે વિચાર કરતો હતો તે કહુંછું તે સાંભળ. આપણો પેલો છોકરો થયોછે. તેના વિષે તું શું કંઇ વિચાર કરેછે ?"

સરળાએ ઉત્તર આપ્યો:-" એના સંબંધમાં શો વિચાર કરૂં ?"

સુબોધચંદ્રે કહ્યું:-" કેમ કેવી રીતે એને મ્હોટો કરવો, માણસાઈમાં આણવો, તે વિષયમાં વિચાર કરવાનું શું કંઈજ નથી ?"

સરળાએ ઉત્તરમાં કહ્યું:-" છોકરાને સારીપેઠે ખવડાવીશ, તેનું જતન કરીશ, ભલું વાંચીશ તેથીજ તે મ્હોટો થશે."

સુબોધચંદ્ર બોલ્યો:-" ખવડાવ્યાથી, યત્ન કર્યાથી અને ભલુ વાંચ્યાથીજ શું સંતાનના સંબંધનું સઘળું કર્તવ્ય પૂરૂં થયું? તે ઠીક નથી-પશુ પક્ષી પણ પોતાનાં બચ્ચાંને સારીપેઠે ખવડાવેછે, પ્રાણનીપેઠે યત્ન કરેછે તથા ભલું વાંચેછે. તો શું આપણા કાર્યમાં તથા પશુ પક્ષીના કાર્યમાં કંઈ ભેદ નથી એમ માનવું ઉચિત છે ?"

સરળાએ કહ્યું:-"આપણે આપણા પુત્રને લખતાં વાચતાં શિખવીશું. તે વાંચતાં લખતાં શિખીને સારી રીતે રૂપીઆ ટકા ઉપાર્જન કરશે અને દશ જણમાં એક્કો થઈને સંસારમાં સુખથી કાળ કાઢશે. પશુ, પક્ષી તો તેવી રીતે કરી શકતા નથી."

સુબોધચંદ્રે કહ્યું:-આપણા પડોશીનો રામશંકર ઘણું લખતાં વાંચતાં શિખ્યોછે. **એમ**, **એની** પરીક્ષા પાસ કરીછે, રૂપીયા પણ ઘણાજ કમાયછે, દશજણમાં એક્કો પણ ગણાયછે. માન કે ત્હારો છોકરો જો બરાબર બીજો રામશંકર થાય તો તું શું સુખી થશે ?"

સરળા બોલી:-"બલ્યો એ ! મ્હારો છોકરો એવો થઇ ને જીવે તેના કરતાં તો હમણાં મરી જાય તેથી હું કંઈ પણ દુઃખી થનાર નથી. તેવા છોકરાથી સુખ શું ? જે લખતાં વાંચતાં શિખ્યો, દશરૂપીઆ કમાયો—દશ જણમાં એક્કો ગણાયો પણ પોતાની માનાં આંસુ શુકવી શકયો નહિ-સ્ત્રીના દુઃખના દિવસ દૂર કરી શકયો નહિ. તે રૂપીઆ આણી શું કરેછે ?"

સુબોધચંદ્રે કહ્યું:-"તે રૂપીઆનું શું કરેછે તેનો જમા-ખર્ચ ત્હારે મ્હારે રાખવાનું પ્રયોજન નથી. હવે વાત એટલીજ છે કે જો છોકરો એવો થવો પ્રાર્થનીય નહોય તો કેવો છોકરો હોવાથી ત્હારી આશા પૂર્ણ થાય તે કહે જોઈએ ?"

સરળા બોલી:—"હું મનમાંને મનમાં બેશરીતે સમજું છું કે મ્હારો છોકરો કેવો થયાથી મ્હારા મનમાન્યો થાય, પરંતુ ભલીરીતે પ્રકાશ કરી શકતી નથી. ત્હમે કહો."

સુબોધચંદ્રે કહ્યું:—"આ કંઈ સેહેલી વાત નથી. આ જગત્‌માં જો કંઈ કઠિન કામ હોય તો તે બાળકનું લાલન પાલન કરવું છે. હું જે કહુંછું તે તું કદાચ સારી પેઠે અનુભવ કરી શકતી નહિ હોઉ, પરંતુ એ ખરી વાત છે. આપણે જો છોકરાંને સારાં કરવાં હોય તો વાર નહિ લગાડતાં સર્વથી પેહેલાં પોતાને છોકરાં પાલવાને યોગ્ય થવું જોઈએ. વિશેષ કરીને ત્હમારા (સ્ત્રિયોના) જીવનમાં એવા ઘણા અભાવ જોવામાં આવેછે તે દૂર નહિ કર્યાથી ત્હમે કદીએ સારી રીતે જરા પણ છોકરાંનું પાલન કરી શકશો નહિ."

વિલાયતના એક દાર્શનીક પંડિતે કેળવણી વિષે એક ઘણુંજ સારૂં પુસ્તક લખ્યું છે તેમાં એક જગાએ લખ્યુંછે–'છોકરાંના પાલન કરવા ઉપરજ તેઓનું જીવન, મૃત્યુ અને તેઓની નીતિની ઉન્નતિ તથા અધોગતિ આધાર રાખેછે, તોપણ જેઓ થોડી વારમાં માબાપ થઈને છોકરાંના પાલનરૂપ મહાવ્રતમાં જોડાવાનાં છે તેઓને બાળકના પાલન સંબંધમાં કંઈ પણ શિક્ષણ આપવામાં આવતું નથી એ શું આશ્ચર્યકારક નથી? દાદીની કુસંસ્કારવાળી બુદ્ધિની સલાહ, મૂર્ખ દાસીઓના વિચાર—બુદ્ધિ રહિત કલ્પિત

ઉપાયથી બનેલી ખરાબ રીતિ નીતિ તથા નિયમ અને તે-
ઓના મનના આવેગ તથા કલ્પનાના ખોળામાં થનાર
વંશનો ભાગ્યઅર્પણ કરવો એ શું ભયંકર વિસદૃશ બનાવ
નથી? વેપારી જો વેપારસંબંધી હિસાબનું જ્ઞાન નહિ
મેળવતાં વેપારમાં પ્રવૃત્ત થાય તો આપણે તે મૂર્ખ મા-
ણસની બેવકુફીની મશ્કરી કરીએ છીએ અને તે માણસ
જલદીથી વિફલ મનોરથવાળો થશે એ પણ નક્કી કરી રા-
ખીએ છિયે, જો કોઈ માણસ વાહાડકાપના કામમાં સં-
પૂર્ણ રીતે અજાણ્યો હોઇને તે કામમાં અગ્રેસર થતો જો-
વામાં આવે તો તેથી ધૃષ્ટતા જોઇને આપણે નિશ્ચય આ-
શ્ચર્ય થઇએ છિયે, અને તેને હાથે રોગીની દુર્દશા થતી હશેજ
એમ જાણીને અંતરમાં દુઃખ પામીએ છિયે, પરંતુ કેવો
ઉપાય લીધાથી બાળકનું શરીર બળવાન તથા તનદુરોસ્ત
થાય અને દિવસે દિવસ હૃષ્ટ પુષ્ટ થાય, કેવો ઉપાય પક-
ડયાથી તેની માનસિક તથા નૈતિક ઉન્નતિ અતિ સુંદર રૂ-
પથી ધીરે ધીરે ખીલે, તેના અનુરૂપ કંઈ જ્ઞાન નહિ મેળ-
વતાં માણસ કેવીરીતે માબાપ થઈને ભવિષ્ય વંશના મંગ-
ળામંગળ સંબંધી ફરજ બજાવવામાં ગુથાય છે. તે જોઈને
કોઇ પણ અજાયબ થતા નથી. એક વાર પણ વિચાર
કરતા નથી, આપણી પછવાડે જેઓ આવેછે તેઓની દુ-
ર્દશા થશે એમ સમજીને કોઇને પણ કલેશ ઉપજતો

નથી—એ એક અજાયબ જેવો વિષય છે.'* સંસારમાં સર્વે માણસો કામ કરીને શિક્ષણ મેળવેછે, છોકરાંનું પાળન કરવાનું કામ લોકો એવું સેહેલું સમજેછે કે એ વિષયની કેળવણી લેવાની જરૂર સમજતા નથી. સરળા હવે વિચાર કરીને જુઓ, આપણે કેટલા અવિવેચક છિયે."

સરળાએ કહ્યું:—" બરાબર છે, મ્હારામાં કઇ કઇ ખોડ છે તે દેખાડો હું મ્હારો દોષ જોઇશ તો તેને સુધારવાનો ખરા અંતઃકરણથી યત્ન કરીશ."

સુબોધચંદ્રે કહ્યું:—" હું ત્હારા દોષ દેખાડવાને બેઠો નથી. આપણા આ છોકરાને સદ્ગુણી કરવામાટે વિચારનો ઉદય થયોછે—એજ કેવળ જોવા ચાહુંછું. આજે હું આફિશમાંથી આવતાં આવતાં રસ્તામાં આવો વિચાર કરતો હતો કે છોકરાંને ઉપયુક્ત કેળવણી આપીને તેઓને ધર્મમાં સુશોભિત કરીને સંસારમાં છોડી મૂકવાં એજ માબાપનું સર્વથી મ્હોટું કર્ત્તવ્ય છે, ત્હેના ઉપર કોઈ વિચાર કરતા નથી. ત્હેં લગ્નની પેહેલાં ત્હારા પિતાને ઘેર થોડીક કેળવણી મેળવી હતી, અને મ્હારા ઘરમાં પણ ત્હને શિખવવા માટે થોડીક કોશેશ કરી હતી; હવે જો તું ત્હારા બાળકના ભવિષ્ય મંગળને અર્થે મેહેનત કરીને બાળકને ઉપયોગી થોડુંક જ્ઞાન મેળવી શકે તો થોડુંક સારૂ પરિણામ થાય એમ છે. કેમકે બાળકને માણસાઇમાં આણવામાટે

* હરબર્ટ સ્પેન્સરકૃત " એજ્યુકેશન ,' પાનુ ૨૩ મું.

જેટલી સામગ્રીની જરૂર છે તેટલીની આપણા ઘરમાં અને આપણા દેશના દરેક ઘરમાં સારી વ્યવસ્થા થવામાં હજી ઘણો વખત જોઈએ."

સરળાએ તે સાંભળીને કહ્યું:–"ત્હમારા બોલવામાં મ્હને બે જગાએ શંકા રહેછે. એક જગાએ ત્હમે બોલ્યા હતા કે '**થોડુંક** સારૂં પરિણામ થાય એમ છે;' બીજી જગાએ બોલ્યા હતા કે 'આપણા ઘરમાં સારી વ્યવસ્થા થવામાં હજી ઘણો વખત જોઈએ.' શામાટે આવું બોલ્યા એ હું સમજતી નથી, આપણે સાચા દિલથી યત્ન કરીશું તો શું છોકરાંને ઉપયુક્ત શિક્ષણ આપીને **માણસ** કરી શકીશું નહિ?–આપણી આશા શું પૂર્ણ થશે નહિ?"

સુબોધચંદ્રે તેના જવાબમાં કહ્યું:–"મારા બોલવાનો તાત્પર્ય તેવોજ છે ખરો, કારણ કે એક વેળાએ એક ઇંગ્રેજી વર્તમાનપત્રમાં વાંચ્યું હતું કે એક સ્ત્રી સાથે વાત કરતાં કરતાં એક આબરૂદાર માણસે કહ્યું કે "છોકરો જન્મતાં પેહેલાં ત્રીશ વર્ષ અગાઉથી તેને કેળવણીની તૈયારી થવી જોઈએ. શું સમજી?"

સરળાએ કહ્યું:–"હું તો કંઈ સમજી નહિ. છોકરો થ-વાની ત્રીશ વર્ષ પેહેલાં કેવી રીતે તેને કેળવણીની તૈયારી થાય? વાહ! આ શું કહેવાય "રામ થતા પેહેલાં રા-માયણ?"

સુબોધચંદ્ર બોલ્યો:–"ઠીક કહ્યું; રામ થતા પેહેલાં રા-

માયણની ઉત્પત્તિ થવી જરૂરની છે. આ કહેવત બાળકની કેળવણીના વિષયમાં બરાબર બંધબેસતી છે. બાળક જન્મવાની પેહેલાં ત્રીશ વર્ષથી તેને કેળવણી આપવાનો આરંભ કરવો જોઈએ, આવું કહ્યાથી આમ સમજવું કે નવકુમાર અથવા નવકુમારી જન્મ લઇને જે માતાના ખોળામાં લાલિત પાલિત થઈને તથા વૃદ્ધિ પામે, અને જન્મવાની પેહેલાં જે માતાના ગર્ભમાં તેને દશ મહીના દશ દિવસ રહેવું પડે તે માતાને વિશેષ સાવચેતીથી સુશિક્ષિત કરવાનો યત્ન કરવો જોઇએ. માતાની ઉદાર વા અનુદાર પ્રકૃતિથી અને તેના કુસંસ્કારરૂપી ઘોર અંધકારમાં આચ્છન્ન કે સ્વચ્છ જ્ઞાન પ્રકાશથી પ્રકાશિત પ્રવૃત્તિથી બાળક જીવનના કોઇ માર્ગે ચઢેછે તેથી—માતાના એકે એક સારા વા ખોટા આચરણ ઉપર, માતાના આચાર 'વ્યવહાર, રીતિ નીતિ, સ્વભાવ અને ચરિત્ર ઉપર બાળકનું સઘળું સારૂં નરસું ભવિષ્ય આધાર રાખેછે. તેથી, સુકુમારમતિવાળી પ્રત્યેક બાળિકાના ચરિત્રનો ઉત્કર્ષ કરવામાટે—તેના અનુન્નત જીવનને ધીમે ધીમે ઉન્નત કરવામાટે—તેના જીવનરૂપી ખેતરમાં જ્ઞાનરૂપી મહાવૃક્ષના ન્હાના ન્હાના બીજ રોપવામાટે—ઘણોજ કાળ ગાળવો જોઈએ; પેલા ગૃહસ્થનો આવો વિચાર હતો એવું જણાય છે. હવે તે ગૃહસ્થના બોલવાનો મર્મ સમજી ?"

સરળાએ તેના ઉત્તરમાં કહ્યું:-"ત્હમે જે કહ્યું તે હું સારી

પેઠે સમજી પરંતુ જે સમજીછું તેથી મ્હારા અંતઃકરણમાં નિરાશાનો ઉદય થયોછે. હવે હું સમજાુંછું કે બાળકને માણસાઈમાં આણવું એ કંઈ મ્હારૂં કામ નથી."

સુબોધચંદ્ર બોલ્યોઃ—"આ એકજ વાતથી આટલી નિરાશ થઇશ નહિ. બાળકના પાલન સંબંધમાં વિચારવંત પંડિતોએ જે જે કંઇ કહ્યું છે તે જાણ્યાથી તું વધારે આશ્ચર્ય પામશે. મ્હેં જ્યારે આ વાત ઉપાડીછે ત્યારે એ વિષયમાં ત્હને સારી રીતે સમજાવીશ, માટે ધ્યાન આપીને સાંભળજે."

સરળાએ કહ્યુંઃ—"મ્હને તે વિષે સાંભળવાની ઘણીજ ઇચ્છા થઈ છે. ત્હમે કહો.

સુબોધચંદ્ર બોલ્યોઃ—"ફ્રાન્સના બાદશાહ નેપોલિયન બોનાપાર્ટનું નામ શું ત્હેં કદી સાંભળ્યું છે?"

સરળાએ કહ્યુંઃ—"કેટલાક દિવસ ઉપર મ્હેં એક ચોપાનિયામાં નેપોલિયન અને ફ્રાન્સની ઉથલપાથલનો વિષય વાંચ્યો હતો તેજ નેપોલિયન વિષે ત્હમે કહોછો કે શું?"

સુબોધચંદ્ર બોલ્યોઃ-"હા, તે બાદશાહ નેપોલિયન બોનાપાર્ટ એક દિવસ મડમ ક્યાંપાન નામની એક સ્ત્રી સાથે વાતચીત કરતાં કરતાં બોલ્યો—'કેળવણી આપવાની જે જૂની રીતિ છે તે બધી કંઇ પણ કામની નથી. કેળવણી વિષયમાં હજી સૂધી શો અભાવ છે?' મડમ ક્યાંપાને તેના જવાબમાં કહ્યું. **મા** આવો જવાબ સાંભળીને નેપોલિયન સ્તબ્ધ થયો અને તરત તેણે કહ્યુંઃ 'હા બરોબર કહોછો

**માતા** એ શબ્દ કેળવણીનું બીજું નામ માત્ર છે,' એમ કરી એણે મટમને માતાઓને બાળકનું પાલન કરવાની કેળવણી આપવાનો ઉપાય કરવાની વિનંતિ કરી.* હવે શું સમજી? **માતા** એ શબ્દની પછવાડે જ્ઞાન તથા ધર્મનું એક વિસ્તીર્ણ કેળવણી રૂપી ક્ષેત્ર રહેલું છે. બાળકને મા કેવું પરમ ધન છે તે શું તું સમજેછે? આટલાજ માટે લોકો કહેછે કે પરમેશ્વરે માને પોતાનો પ્રતિનિધિ કરીને સંસારમાં મોકલીછે. માતાપિતા ઈશ્વરના પ્રતિનિધિ રૂપે સંસારમાં બાળકોનું પાલનપોષણ કરેછે. તેઓ સારાં હોય તો છોકરાં સારાં નિવડેછે, તેઓ ખરાબ હોવાથી છોકરાં કદી પણ સારી પ્રકૃતિવાળાં થતાં નથી."

સરળા આશ્ચર્ય થઇને આટલીવાર સૂધી સ્વામીની વાત સાંભળતી હતી. હમણાં વાત પુરી થયાથી એક લાંબો નિશ્વાસ મૂકીને બોલી:—" મ્હેં પેહેલાં કદી છોકરાંના સંબંધમાં આટલો વિચાર કર્યો નહોતો. હમણાં સમજી છું કે છોકરાં થયાં એટલાથીજ કોઇએ પોતાને ભાગ્યશાળી માનવું ન જોઈએ કેમ કે છોકરાં મ્હોટા થઈને મનુષ્યત્વ ગુમાવીને પશુના જેવું જીવન ગાળે તો તે ન થયા કરતાં વિશેષ દુઃખ દેનાર થઇ પડેછે. મ્હને મ્હોટી ચિંતા થાય કે કેવી રીતે આ બાળકને ઉછેરી સદ્ગુણી બનાવું ?"

---

* સ્માઇલ કૃત કરેકટર પૃષ્ઠ ૩૧ મું.

સુબોધચંદ્રે કહ્યું:-"આજે વાત અહિંથીજ બંધ રાખુંછું કારણ કે રાત્રિ ઘણી ગઇછે. ફરી કોઇ વેળાએ આ વિષય ઉપર વાતચીત ચલાવીશું."

સરળાએ પૂછયું:-'કોઇ વેળાએ' એનો અર્થ શું? ફરી ત્રણ ચાર મહીના પછી આ સંબંધમાં વાતચીત કરવા બેસીશું કે શું?"

સુબોધચંદ્રે ઉત્તરમાં કહ્યું: "તું શું એમ કહેછે કે દરરોજ આફિસની સખ્ત મજુરી કર્યા પછી ઘરમાં આવીને ફરીથી આવા શુષ્ક વિષયની ચર્ચા કરવામાં રાત્રે દશ વાગ્યા સૂધી કાળ ગાળું?"

સરળાએ કહ્યું:-"ત્હમે શું મ્હારૂં મન જાણવામાટે મ્હારી મશ્કરી કરોછો? મ્હારા હૃદયમાં કેવો ચિંતાનો આવેગ ઉત્પન્ન થયોછે મ્હારી ક્ષુદ્ર બુદ્ધિ તથા જ્ઞાનની સમક્ષ કેવો એક નવો ભાવ પ્રકટ થયોછે તેનુ વર્ણન મ્હારાથી કરી શકાતું નથી, એનોજ મ્હને ખેદ થાયછે. ત્હમે નિશ્ચય સમજજો કે મ્હને આ વિષયમાં કેળવણી આપવામાટે મ્હને મ્હારા આ સ્નેહના ધનને મનુષ્ય કરવા યોગ્ય થવામાટે જે મદદ કરશો તેનું એક બિંદુ પણ નિરર્થક જશે નહિ એજ મ્હારી વિનંતિ છે."

સુબોધચંદ્રે કહ્યું:-"ઠીક છે ત્યારે. જ્યારે મ્હને વખત મળશે ત્યારે મ્હારો શ્રમ વિસારી દઇને આ વિષયમાં ત્હારી જ્ઞાનોન્નતિને અર્થે વિચાર કરીને સારી સલાહ આપીશ.

તું યત્નપૂર્વક તે સર્વ બોધ કામમાં આણશે તો હું મ્હારો શ્રમ સફળ થયો સમજીશ."

---

## પ્રકરણ ૨ જું.

બીજે દિવસે રવિવાર હતો તેથી જમીને સુબોધચંદ્ર આફિસમાં ગયા નહિ. તેથી વાતચીત કરવાનો ઘણો વખત મળ્યો; સુબોધચંદ્ર અને સરળા એકઠાં બેસીને બાળકને ઉછેરવા સંબંધી વાતચીત કરવા લાગ્યાં.

સુબોધચંદ્રે પૂછ્યું:—" કહે જોઇએ સરળા, કાલ રાત્રે જે કંઇ કહ્યું હતું તે સર્વ ત્હને યાદ છે કે નહિ ?"

સરળાએ જવાબમાં કહ્યું:—"હા સર્વ યાદ છે; હું તેમાંની એક પણ વાત ભૂલી નથી. કાલે તો " **મા** થવાની આગમજ સ્ત્રીઓને સારીપેઠે કેળવણી આપવી જોઇએ " એ વિષય ઉપર વાતચીત થઈ હતી."

સુબોધચંદ્રે કહ્યું:—" હા તેજ વિષે થઈ હતી ખરી. આજ હું મા થવાની પેહેલાં સ્ત્રિયોને કેળવણી આપવાની આવશ્યકતા વિષયમાં કંઈક વધારે કહીશ. એક ઇંગ્રેજી પુસ્તકમાં * એક જગાએ લખ્યું છે કે એક સ્ત્રીએ પોતાના ચાર વર્ષની ઉમ્મરના છોકરાને ક્યારે કેળવણીનો આરંભ કરવો એ વિષે એક પાદરીને પૂછ્યાથી પાદરીએ

* સ્માઈલ કૃત કરેકટર.

કહ્યું ' ભદ્રે ! હજીસૂધી જો તે બાળકને કેળવણી આપ-
વાનો આરંભ ન થયો હોય તો ચાર વર્ષ વૃથા ગયાંછે. '
કહે જોઈએ આનો અર્થ શો ?"

સરળાએ કહ્યું:-"ઠીક, ચાર વર્ષનો છોકરો તે શું શિખે?
હું તો કંઇ સમજી નહિ. આપણા દેશમાં પાંચ વર્ષની
ઉમ્મરના છોકરાના હાથમાં ખડીઓ પકડાવેછે. આટલી
ન્હાની ઉમ્મરના છોકરા ઉપર બોજો નાંખ્યાથી તે છોકરો
કેમ જીવશે ?"

સુબોધચંદ્રે કહ્યું:-"છોકરાને શું એવી કેળવણી આપવી
જોઇએ કે જેથી બાળકના ઉપર બોજો પડે ? તું શો વિ-
ચાર કરેછે ? છ મહિનાનાં તથા એક વર્ષનાં છોકરાંને ક-
પડાં લત્તાં પેહેરાવીને હાથમાં પાટી ખડિયો આપીને મેહે-
તાજીની નિશાળે મોકલવો અથવા પેહેલી ચોપડી હાથમાં
આપીને સ્કુલમાં મોકલવો એનું નામ કેળવણી આપવી
કહેછે ? બાળક અવતરતાંજ ઘણી સેહેલાઈથી પોતાના
પ્રયોજનની કેળવણી મેળવેછે. લાર્ડ બ્રોહમ નામના એક
મહામહોપાધ્યાય પંડિતે કહ્યુંછે-' બાળક અઢારથી ત્રીશ
મહિનામાં ( અર્થાત્ દોહોડ વર્ષથી હડી વર્ષ સૂધી આ એક
વર્ષમાં ) બહારના જગતના વિષય, પોતાની શક્તિ, અને
બીજાના સ્વભાવ વિશે-એટલુંજ નહિ પણ પોતાના તથા
બીજાના મન સબધમાં એટલી બધી કેળવણી મેળવેછે કે
તેના બાકીના સઘળા જીવનમાં તે તેનાથી વધારે કેળવણી

મેળવી શકતો નથી.' * આ વાતનો અર્થ એ છે કે આ એક વર્ષમાં બાળક ચિરંજીવનની કેળવણીનાં બીજ એકઠાં કરેછે. આ એક વર્ષની કેળવણી જે તેની સર્વથી મ્હોટી કેળવણી છે. તેનું પરિણામ એ થાયછે કે ત્યારબાદ જે કંઈ કેળવણી મેળવેછે તે પેલી બાલ્યકાળની એક વર્ષની મેળવેલી કેળવણીરૂપી ઝાડના ઉપર શાખા પ્રશાખા જેવી થાયછે તે પાંદડાં ફુલ તથા ફળની પેઠે શોભાજ આપેછે."

સરળા તે સાંભળીને બોલી:–"આ કેવી અજાયબ ભરેલી વાત ત્હમે કહી! ત્હમારા કહેવાના ભાવથી જણાયછે કે હડી વર્ષનું બાળક સર્વ કેળવણી લેછે. તે હું સમજી શકતી નથી. ન્હાનું બાળક કેવી રીતે તે આટલું શિખી શકે તે મ્હારા મનમાં ઉતરતું નથી."

સુબોધચંદ્રે પૂછયું:–"ત્યારે હવે બાળકની કેળવણીનો કયારે આરંભ કરવો જોઈએ તે સારી પેઠે તું સમજી શકી નથી. ઠીક છે, કહે જોઈએ, આપણે જે કેળવણીની વાતો કહીએ છિયે, તે શી કેળવણી છે? બાળક શું શિખેછે?"

સરળાએ જવાબ આપ્યો:–"પેહેલાં ત્હમે જે કહ્યુંછે તેના ઉપરથી એવું સમજાય છે કે બાળક જે જુવેછે તેજ શિખેછે."

સુબોધચંદ્રે કહ્યું:–"ઘણુંજ સારૂં. બાળક જે જુએછે તેજ શિખેછે, તો તેની સાથે સાથે, જે શિખેછે તે વિષયનું થોડું પણ જ્ઞાન મેળવતો જાય છે તેમાં કંઇ સંદેહ નથી.

---

* સ્માઈલ કૃત કરેકટર પેજ ૩૨ મું.

સરળાએ તેના જવાબમાં કહ્યું "થોડું થોડું જ્ઞાનતો થશેજ. હું હવે જરા જરા સમજુંછું ત્હમે શું કહોછો તે."

સુબોધચંદ્રે કહ્યું:–" જન્મતાંજ બાળક માતા રૂપી કેળવણીના ખોળામાં સુવેછે. બાળક જે જુએછે તે તેને નવું જણાયછે. તે આશ્ચર્ય થઇને જગતનું સૌન્દર્ય જુવેછે અને હળવે હળવે તેનું જ્ઞાન મેળવેછે. જુવો કે બાળકઅવતરતાંજ રૂવેછે, શામાટે તે રૂવેછે તે તું જાણેછે? જન્મતાંજ તેને કંઇ વસ્તુની જરૂર જણાય છે અને રોવાથી તે મળશે એવા જ્ઞાનનું બીજ પ્રકૃતિ ( કુદરતે ) છુપી રીતે તેના અંતરમાં વાવ્યું છે. ભુખ લાગી હોય તો નવા અવતરેલા બાળકનું જોર રોવામાંજ હોય છે એકદમ બાળકના શરીર ઉપર કોઈરીતનો આઘાત લાગ્યો હોય તો રોવાથી સહાય મળશે અને તે આઘાતની પીડા દૂર થશે એવું જ્ઞાન બાળકની પ્રકૃતિના મૂળમાં અલક્ષિત ભાવથી રહેલું હોય છે આવી રીતે બાળક ધીરે ધીરે રોવા શિખેછે—બાળક હસતાં શિખેછે.—તે પોતાના કોમળ ન્હાના ન્હાના હાથ પગ હલાવીને રમવા શિખેછે, એ શું કેળવણી નથી? ઉમ્મર વધેછે તેમ તેમ બાળક કાલું કાલું બોલીને મા મા શબ્દથી માતાના કાનને પરિતૃપ્ત કરેછે, માતાના આનંદથી પિગળી ગએલા હૃદયમાં અમૃત-ધારા વર્ષણ કરતાં શિખેછે એ શું વગર કેળવણીથી થઈ શકે એમ છે? ભૂખની વેળાએ, પીડાની વેળાએ અથવા કોઈ રીતનો આઘાત લાગ્યાથી

રોઈને પોતાના મનનો ભાવ કહેતાં અને તેની જોડે લોકોની આંખ ખેંચતાં બાળકને કોણ શિખવેછે? ભુખ લાગી છે તો રોવાથી ખોરાક આવશે, એ જ્ઞાન બાળકને ઉપજ્યું છે. ભુખ નિવારણ થઈ તૃપ્તિ માલમ પડવી અને તેને લીધે આનંદ કોલાહલ કરવો એવું બાળકને કોણ શિખવેછે? પેલો આપણો ચાર મહીનાનો છોકરો પાલણા ઉપર એક લાલ રંગનો રૂમાલ ઝુલતો જુવેછે તે મેળવવામાટે કેટલો આતુર દેખાય છે? તેને ઉઠીને લેવાની શક્તિ નથી, જ્યાં રાખ્યો છે ત્યાંજ તે છે; તોપણ તે રૂમાલ પકડવા માટે તેની જે વ્યગ્રતા, તેની જે બહુવિધ કોશેશ, તેનાથી શું તે બાળકના નવા રચાતા મનની અસ્ફુટ વાસનાનું સુંદર નિદર્શન પ્રકાશ થતું નથી? હમણાંથી બાળકની સામે જેવું ચિત્ર ધરશું, તેવી કેળવણી મેળવીને બાળક ઉત્તર કાળે કદાચ સાધુ, કે અસાધુ થઇને સંસારમાં કદાચ ઘણુંજ કલ્યાણ કરનાર અથવા ઘણુંજ અકલ્યાણ કરનાર થશે. જન્મતાંજ બાળકની કેળવણીનો આરંભ થાયછે, અને જે પ્રકારની કેળવણી અપાયછે તે ઉપર આખી જીંદગીમાં તે કદાચ સદાચરણ અથવા કદાચ દુરાચરણ માર્ગમાં અગ્રસર થાયછે. કેળવણીના એક અતિ પ્રબલ પ્રવાહમાં મનુષ્યનું જીવન જન્મથી મૃત્યુ સૂધી તણાતું રહેછે."

સરળાએ કહ્યું:–"હું સારી પેઠે સમજી ત્હમે કહ્યું હતું કે આજ હું **મા** થવાની પેહેલાં સ્ત્રિયોને કેળવણી આપવાની

આવશ્યકતા વિષયમાં કંઇક વધારે કહીશ. પરંતુ ત્હમે હજીસૂધી તે કંઇ કહ્યું નથી તે શું આજ કહેશો નહિ?"

સુબોધચંદ્રે કહ્યું:–"આજેજ કહીશ જુવો કે જ્યારે માણસ કોઇ ઝાડનું બીજ વાવેછે ત્યારે જુવેછે કે જે જગાપર તે બીજ વાવવામાં આવશે તે જગા સારી છે કે નરશી છે. તેની માટી રસાળ છે કે નહિ. જો તે માટી રસાળ ન હોય, અને તે માણસની તે જમીન શિવાય બીજી જમીન ન હોય તો તે શું કરેછે?"

સરળાએ કહ્યું:–"તે જગાઉપર ખાતર નાખેછે. ખાતર નાખીને તે જગાની માટીને રસાળ કરી મૂકેછે."

સુબોધચંદ્રે પૂછ્યું:–"હવે કહે જોઇએ એ કામ સેહેલું છે કે કેમ?"

સરળાએ જવાબમાં કહ્યું:–"કેવી રીતે બીજ વાવવા જોઇએ, માટી રસાળ ન હોય તો કેવી રીતે ખાતર નાખવું જોઇએ, એ વિષે જેઓ જાણેછે તેઓને એ ઘણુંજ સેહેલું જણાયછે. પરંતુ જેઓ એ કામ જાણતા નથી તેઓને એ ઘણુંજ ભારે જણાય છે?"

સુબોધચંદ્રે પૂછ્યું:–"ઠીક, હવે કહે જોઇએ, કેવા માણસના છોકરાં સારાં થાય?"

સરળાએ ઉત્તરમાં કહ્યું:–"જે માબાપનું શરીર તનદુરસ્ત તથા બળવાન હોયછે, તેઓના છોકરાં સારાં થાય છે."

સુબોધચંદ્રે કહ્યું:-"તું શું જોતી નથી કે છોકરાંને ઘણીક વખતે પિતામાતાની મુખાકૃતિ પ્રાપ્ત થાયછે?"

સરળાએ જવાબમાં કહ્યું:-"હા, જોઉછું ખરી. મ્હારી માએ એક દિવસે મ્હને કહ્યું હતું કે આ છોકરાનું મ્હો ત્હમારા જેવું છે."

સુબોધચંદ્રે કહ્યું:-"એ પ્રમાણે છોકરાં ઘણી વખતે પિતામાતાની પ્રકૃતિ તથા ગુણ અવગુણ મેળવેછે તે શું તું જાણેછે?"

સરળાએ જવાબ આપ્યો:-"હા તે પણ જોઉછું. મ્હારા મ્હોટા કાકા ઘણા ક્રોધી સ્વભાવના છે. તેમનો મ્હોટો છોકરો ઘણોજ ક્રોધી છે. મ્હારા ન્હાના કાકા ઘણાજ દયાળુ છે ગરીબ દુઃખીને જોયાથી તેઓને અન્ન આપેછે; જેની પાસે વસ્ત્ર ન હોય તેને વસ્ત્રદાન કરેછે. તેમનો છોકરો મ્હારા કરતાં ન્હાનો છે તે બરાબર કાકાના જેવો થયો છે. એક દહાડો એક માણસ હાઢથી ધ્રુજતો હતો તે જોઈને તેને પોતાના શરીર ઉપરનું વસ્ત્ર આપીને ઘેર આવ્યો. કાકાએ તે સાંભળીને તેને ઘણીજ શાબાશી આપી.

સુબોધચંદ્રે કહ્યું:-"ઘણુંજ સારૂં. હવે ધારો કે આવા માબાપનાં છોકરાં થાય તો દુનિયાનું ઘણુંજ મંગળ થાય. જો આપણા શરીરમાં કંઇ પણ રોગ ન હોય, આપણે તનદુરસ્ત અને બળવાન હોઈએ, આપણે બાલ્યકાળથી સત્ય

ઉપર પ્રીતિ રાખનાર હોઈએ, તથા ધર્મપરાયણ માબા-
પને ખોળે ઉછર્યાં હોઈએ, અને સારી કેળવણીના ગુણથી
માબાપના દોષ પરિત્યાગ કરીને તેઓના ગુણ સંગ્રહ ક-
રીએ તથા જીવનનું પાલન કરી શકીએ તો આપણા ઘરમાં
જે બાળકો જન્મે તેઓના દ્વારા પણ આ જગતમાં ઘણુંજ
મંગળ થાય એમ છે. હું ધીરે ધીરે એ વિષય સબંધી
ખુલ્લી રીતે સમજાવીશ. જેમ ત્હેં શરીરસંબંધમાં પેહેલાં
કહ્યું હતું કે માબાપ બળવાન હોય તો છોકરાં પણ તન-
દુરસ્ત તથા બળવાન થાયછે; તેમ વળી જેનું શરીર સારૂં
હોતું નથી, નાના પ્રકારના શરીરના નિયમ ઉલ્લંઘન કરીને
જેઓ હમેશાંના આજારી થઈ પડયાં હોયછે;—દમ, ક્ષય
અને ઉન્માદ વગેરે ઘણીક જાતના બીજા રોગ જે માણસના
શરીરને એકદમ ઘેરી લીધા પછી સેહેલાઈથી છોડવા ચા-
હતા નથી તે રોગ જેના શરીરમાં પ્રવેશ કરેછે, તેઓના
છોકરાં તે રોગમાં ફસી પડેછે, એ ઘણું કરીને સર્વ જગાએ
દીઠામાં આવેછે. હવે કેટલાંક ઉદાહરણોથી હું ત્હને દે-
ખાડીશ કે શરીરની પેઠે બાળકનું મન અને પ્રકૃતિ પણ
તેના જેવાં નાનાવિધ કારણથી માબાપના અનુરૂપ થા-
યછે. ત્હને યાદ હશે કે છોકરો જન્મવાની આગમજ ત્હને
ઘણીક વેળાએ સાવધાનથી વખત ગાળવા કહ્યું હતું; ત્હને
વિરક્ત થવું ન પડે, ત્હારા મનમાં કલેશ તથા દુ:ખની
છાયા પડીને ત્હારા હૃદયમાં અંધકાર ન થાય તેને માટે

મ્હેં વિશેષ યત્ન કર્યા હતા, વળી ત્હને વાંચવામાટે સારાં સારાં પુસ્તકાદિ પણ આણી આપ્યાં હતાં. કહે જોઈએ કિયાં કિયાં પુસ્તકો ધ્યાન લગાડીને વાંચ્યાં હતાં અને તેથી શો લાભ મેળવ્યો હતો ?"

સરળાએ જવાબમાં કહ્યું:–"હરિશ્ચન્દ્ર નાટક નામનું એક પુસ્તક વાંચ્યું હતું, તેમાં સત્યવાદી હરિશ્ચન્દ્રની વાત લખી છે. તે પુસ્તક મ્હેં ધ્યાન લગાડીને વાંચ્યું હતું પુસ્તક ઘણુંજ સુંદર હતું."

સુબોધચંદ્રે કહ્યું:–"પુસ્તક ઘણુંજ સુંદર હતું તેથીજ મ્હેં ત્હને વાંચવા આપ્યું હતું. આહ ! હરિશ્ચન્દ્રનો સ્વાર્થ ત્યાગ, ન્યાયપરાયણતા, અને ગંભીર સત્યપ્રિયતા જો આપણા ઘરમાં પ્રવિષ્ટ થાય તો આપણો માનવ જન્મ સફળ થાય. ઠીક હવે કહે જોઈએ બીજાં કિયાં કિયાં પુસ્તકો ત્હને વાંચવા આપ્યાં હતાં ?"

સરળાએ જવાબમાં કહ્યું:–"વિષ્ણુપુરાણમાંનું ધ્રુવ અને પ્રહલાદનું જીવનચરિત્ર વાંચ્યું હતું. એ પણ ઘણીજ સારી કથા હતી. તે વાંચતાં વાંચતાં ઘણીવાર આંખમાં આંસુ આવ્યાં હતાં. ધ્રુવની સરળભક્તિ અને પ્રહલાદની વિશ્વાસની દૃઢતા એ બન્ને અતુલનીય હતી."

સુબોધચંદ્રે પૂછ્યું:–"બીજું શું વાંચ્યું હતું ?"

સરળાએ જવાબમાં કહ્યું:–"બુદ્ધદેવ ચરિત્ર વાંચ્યું હતું. બુદ્ધદેવનો પ્રથમ વૈરાગ્ય અને અંતનો પ્રેમ–પ્રચાર

એ બંને બનાવ મ્હારા હૃદયમાં હમેશાંને માટે મુદ્રિત થઈ રહેશે. ત્હમે જેટલાં પુસ્તકો મ્હને વાંચવા આપ્યાં હતાં તે સર્વ મ્હને ઘણાંજ પસંદ પડયાં હતાં. અને ત્હમે વારંવાર આગ્રહ કર્યાથી મ્હેં તે ધ્યાન આપીને પણ વાંચ્યાં હતાં. એવી રીતે વાંચી ગઈ કે કેટલોક ભાગ મ્હારે મ્હોડે ચઢી ગયો છે. ”

સુબોધચંદ્રે પૂછ્યું:–“ શામાટે તે પુસ્તકો ત્હને વાંચવા આપ્યાં હતાં તે જાણેછે ? ”

સરળાએ ઉત્તરમાં કહ્યું “ પુસ્તકો સારાં હતાં તેથી— સ્ત્રીઓને વાંચવા યોગ્ય હતાં તેથી આણી આપ્યાં હતાં.”

સુબોધચંદ્રે કહ્યું:–“ કેવળ તેટલાથીજ નહિ. બીજું પણ કંઈ કારણ હતું.”

સરળાએ પુછયું:–“ બીજું શું કારણ હતું? ત્હમે તો મ્હને તે કહ્યું નહોતું.”

સુબોધચંદ્રે કહ્યું:–“ તે વેળાએ કહ્યું નહોતું તેનું કારણ એ હતું કે જો તું ખરો ઉદ્દેશ જાણે તો તેને સામાન્ય સમજીને ઉપેક્ષા કરે, અનાવશ્યક જાણીને વાંચે નહિ એટલામાટે તે વખતે ખરૂં કારણ છુપાવીને કેવળ વાંચવામાટે કહ્યું હતું.”

સરળાએ પુછયું:–“ઠીક, તે પુસ્તકો વાંચે આટલા દિવસ થઇ ગયા તો પણ કેમ ત્હમે મ્હને કંઈ કહ્યું નહિ ? ”

સુબોધચંદ્રે જવાબ દીધો:–“ ત્યાર પછી જેટલો જોઇએ

તેટલો અવકાશ મલ્યો નહિ. અને વિશેષે કરીને આ સંબંધમાં વાતચીત કરવાની ઇચ્છા પણ મનમાં વિશેષ રૂપથી જાગૃત થઇ નહિ. આપણે જો સર્વદા કર્ત્તવ્ય પરાયણ તથા નિષ્ઠાવાન હોત તો આપણું ઘર–આપણો દેશ–સ્વર્ગના જેવો થાત. દુર્બળતા, આળસ્ય અને ઉત્સાહનું ઓછાપણું આપના હાડકાંમાં પેઠેલું છે. સઘળી વખતે કરવાના સઘળા વિષયની વાત તો દૂર રહી પણ અવશ્ય પાળવાની ફરજોનું જ્ઞાન પણ સારી પેઠે અન્તઃકરણમાં જાગૃત થતું નથી. એ માટેજ આપણે જીવતા છતાં મુવાના જેવું જીવન ગાળીએ છિયે. આજકાળ મ્હને થોડો અવકાશ છે અને વિશેષે કરીને છોકરાંને માણસાઇમાં લાવવાનો વિચાર પણ થોડો પ્રબળ ભાવે હમણાં મ્હારા હૃદયમાં વ્યાપી ગયો છે. થોડા દિવસ ઉપર મ્હેં જોયું હતું કે હું કેટલાક પુસ્તકો વેચાતાં લાવ્યો હતો તે સર્વ બાળકની કેળવણી વિષેનાં છે. એ પુસ્તકો વાંચતાં વાંચતાં એક એક વેળાએ અન્તઃકરણમાં કેવો એક આશ્ચર્યજનક ભાવ ઉદય થાય છે તે કેવળ હું પોતે અનુભવ માત્ર કરી શકું છું. મ્હારી એવી ભાષા નથી કે જેનાથી અન્તઃકરણની તે ગંભીર ચિંતા, ઉંડો આનંદ અને જેની જોડે મનની એક જાતની આશા તથા નિરાશાનો આવેગ પ્રકાશિત કરીને કોઇને પણ સમજાવી શકું. જે ચિંતા અને જે ભાવે મ્હારા અન્તઃકરણ ઉપર અધિકાર કર્યો છે તે સર્વ

વિષય ત્હને કહેવાનો—ત્હારા હૃદયમાં તે સર્વ ભાવ ઠસાવ-વાનો આ ઉપયુક્ત સમય જણાયછે, કેમકે હમણાં તે વિષય-ની સારી પેઠે ચર્ચા કરવાની તથા સમજી લેવાની ત્હારી અ-ને મ્હારી ઘણી વ્યાકુલતા ઉત્પન્ન થઇ છે. ત્હારા મનની જે અનુકુળ અવસ્થા જોઉંછું તેથી એમ જણાય છે કે આ વખતે જે કંઈ કહીશ તેનું નિશ્ચય સારૂં ફળ નિપજશે. હવે તે કહુંછું તે સાંભળ, શામાટે ત્હને પેલાં પુસ્તકો આણી આપ્યાં હતાં, જે વેળાએ પેલાં પુસ્તકો ત્હને વાંચવા આપ્યાં હતાં તે વેળાએ ગર્ભમાંના બાલકની પ્રકૃતિ—જે તેના ચિરંજીવનનું ધન છે, જે ગર્ભાવસ્થામાં પ્રાપ્ત થઇને મૃત્યુના પૂર્વ મુહૂર્ત્ત સૂધી તેના જીવનના ઉપર રાજ કરેછે—તે પ્રકૃતિનો ન્હાનો અંકુર તે વેળાએ ઉત્પન્ન થતો હતો. એવી વેળાએ ગર્ભધારણ કરનારીનો પ્રકૃતિ સ્વભાવ જેવો હોયછે તેવોજ પ્રકૃતિ—સ્વભાવ બાળક ધારણ કરેછે, એ માટે ત્હને ઉપલાં પુસ્તકો વાંચવા આપ્યાં હતાં. ઉપલાં પુસ્તકોમાં સાધુચરિત્રનું ચિત્ર ચિતરેલું હતું, તે વાંચતાં વાંચતાં તેની છાયા ત્હારા અંતઃકરણમાં પડે અને ત્હારૂં મ-ન તે વેળાએ સાધુભાવમાં પરિપૂર્ણ રહ્યાથી ગર્ભમાંનું બા-ળક કિંચિત્ પરિમાણે એ ભાવ મેળવે તેમાં શું આશ્ચર્ય?"*

સરળાએ કહ્યું:—"આ તો ઘણું આશ્ચર્યજનક જણાય છે? ત્યારે તો આપણા ગુણથી વા દોષથી આ જગત્‌નું

* હ્યુમન ફીઝીઓ લોજી—ડા. કાર્પેન્ટરકૃત—પુ. ૯૦૬, પૃ. ૭૨૯.

મંગળ કે અમંગળ થતું જોઉછું !! હવે હું સમજી કે આ-પણે સારાં હોઇએ તો આ સંસાર સારો થાય આપણે ખરાબ હોઇએ તો આ સંસારનું સારૂં થવાની આશા રહેતી નથી. કેવો ભારે કર્ત્તવ્યનો બોજો ભગવાને આપણા માથા ઉપર મૂકયો છે ! એ હું મ્હારા સાંકડા મનમાં સારી પેઠે સમજી શકતી નથી."

સુબોધચંદ્રે કહ્યું:—"હવે સમજી કે શા માટે સ્ત્રિયોએ સુશિક્ષિત થવું જરૂરનું છે ? કહે જોઇએ, સુશિક્ષા, સુનીતિ અને ઉંડો ધર્મભાવ નારી જીવનમાં દૃઢરૂપથી પ્રતિષ્ઠિત થયા વિના શું આ સંસારનું મંગળ થનાર છે ?"

સરળાએ જવાબમાં કહ્યું:—" હું સમજી છું કે નારી જી-વનના સાધુ ઉદાહરણથી સંસાર સાધુતાનો આલય થાયછે, અને એઓના દોષથી આખી માનવ મંડળી રસાતલ જાય છે."

સુબોધચંદ્રે કહ્યું:—" સાંઝ પડવા આવીછે, મ્હને જરા કામે જવું છે ત્હને પણ ઘરનું ઘણું કામ હશે. આજે અહિંથીજ બંધ રાખીએ. જ્યારે અવકાશ મળશે ત્યારે પાછો આરંભ કરીશું. પરંતુ જે વિષય ત્હને કહ્યા છે તે ભૂલીશ નહિ. આપણે એવા ઘણા વિષય લઇને વાતચીત કરી છે જે વિશેષ ભાવથી સ્મરણ રાખવા યોગ્ય છે."



# પ્રકરણ ૩ જું.

એક અઠવાડિયા સુધી નાના પ્રકારના કામની ગડબડને લીધે સુબોધચંદ્ર અને સરળા એકત્ર બેસીને બાળકને ઉછેરવા સંબંધી વાતચીત કરી શક્યા નહિ, પરંતુ તેઓએ એ વિષય ઉપર વિચાર કરવામાં ન્યૂનતા રાખી નહોતી. એક અઠવાડિયામાં તેઓએ એટલાતો આગ્રહની સાથે એ વિષય ઉપર વિચાર કર્યો હતો, અને વાતચીત તથા ચર્ચાથી જે કંઇ સત્ય મેળવ્યું હતું તે કામમાં આણવામાટે એટલી બધી સાવચેતીની સાથે પોતાના કામ ઉપર નજર રાખતાં હતાં કે કોઈ બીજો માણસ જોયાથી સમજી શકે કે તેઓનાં નિત્ય જીવનમાં પરિવર્ત્તન થયું છે; તેઓએ જાણે એક નવા સત્ય રાજ્યમાં પ્રવેશ કરવાની આશાથી અતિ પવિત્ર ભાવથી દરવાજામાં ઉભા રહીને જાણે એવું કંઇ દઢ-વ્રત અવલંબન કર્યું હોય કે તેમાં પાર પડવામાટે ગંભીર ચિંતા તથા મૌનવ્રત ગૃહણ કરવું આવશ્યક હોય–સંસારના સઘળાં કામ પ્રથમનીપેઠે તેઓ યત્નથી કરતાં હતાં. પરંતુ તે ચંચલતા, તે વ્યાકુલતા, તે બહુ ભાષણ, તે ઠઠા મશ્કરી જાણે હમેશાંને માટે વિદાયગિરિ લેતી હોયની એવી તૈ-યારી કરતી હતી–જોયાથીજ જણાતું કે એઓ સંસારનું કામ નવી કેળવણીના ગુણથી—નવા ભાવથી–નવા રી-તથી–આરંભ કરવામાટે તૈયાર થતાં હતાં. સુબોધચંદ્રની

વૃદ્ધ માએ પુત્ર અને પુત્રવધુનું આવું પરિવર્ત્તન જોઇને એક દિવસ કહ્યું:—ત્હમે કંઇ ગુપ ચુપ મંત્ર ગ્રહણ કર્યોછે કે શું? એકાએક ત્હમારા કામમાં એવો એક ભાવ જોવામાં આવેછે કે મ્હને મ્હારા મંત્ર લીધાની વાત યાદ આવી. આ!! બેટા તે દહાડે ભય, ભાવના અને આનંદ આ ત્રણ મળીને મ્હારા હૃદયને વ્યાકુલ કરી નાંખ્યું હતું. જ્યારે સસરાજીએ આવીને મ્હને અને એમને (સ્વામીને) એક ઓરડામાં બોલાવીને કહ્યું કે 'ગુરૂજી આવ્યા છે; ત્હમને દીક્ષિત થવું પડશે.'—ત્યારે મ્હારૂં હૃદય કંપવા લાગ્યું; હું વિચાર કરવા લાગી કે મંત્ર લઇને કેવી રીતે ધર્મ કર્મ કરીશ? હું ન્હાની છું; આટલા દિવસ સૂધી હસતી રમતી ફરી છું, હવે આવા મ્હોટા કર્ત્તવ્યનો બોજો મ્હારા માથા ઉપર પડશે. હું શું મારા ઇષ્ટદેવતાની સેવા કરીને મ્હારી દેહ પવિત્ર તથા જીવનની સદ્ગતિ કરી શકીશ? એકાએક બીજા એક વિચારનો ઉદય થયો; કિયો દેવતા મ્હારો ઇષ્ટ દેવતા થશે તેની પણ નિશ્ચયતા શું? મ્હારા પરિત્રાણને માટે ગુરૂના મ્હોંમાંથી કિયું નામ ઉચ્ચારણ થશે તેનું પણ ઠેકાણું શું? ત્યારપછી હળવે હળવે હૃદયમાં આનંદનો સંચાર થવા લાગ્યો; ત્યારે મ્હેં વિચાર કર્યો કે આટલે વર્ષે હું ભગવાનનું નામ લેવાની અધિકારી થઈ; આટલે વર્ષે નવું જીવન મેળવીને નવે માર્ગે ચાલીશ; મનમાં ને મનમાં ભગવાનનું સ્મરણ કરીને બોલી:—પ્રભો!

મ્હારી આશા પૂર્ણ કરો.' ત્યારથી મ્હારા કામકાજમાં હરવા ફરવામાં અને વાતચીતમાં જે નવો ભાવ હું જોતી હતી તેજ ત્હમારામાં પણ આજ જોઉછું. ત્હમે એવી શી નવી વસ્તુ મેળવીછે કે જેથી ત્હમારામાં આવું પરિવર્ત્તન થયું ?"

સરળાએ જવાબમાં કહ્યું:-" સાસુજી ! અમે એક નવી રીતનો મંત્ર લીધો છે; ત્હમે આશીર્વાદ આપો કે તે મંત્ર સિદ્ધ થયાપછી અમે સસારમાંથી વિદાયગિરિ લઈ શકીએ."

માએ પૂછયું:—" સુબોધ ! કહે ત્હમે શો મંત્ર લીધો છે ? એકદમ ત્હમારામાં આવું પરિવર્ત્તન જોયાથી મ્હને તે જાણવાની ઘણીજ ઈચ્છા ઉત્પન્ન થઇ છે."

સુબોધચંદ્રે કહ્યું:—" ઠીક છે મા, આજ રવિવાર છે. ભોજન કર્યાબાદ જ્યારે અમે મંત્ર સાધન કરવા બેસીશું ત્યારે ત્હમે પણ અમારી પાસે બેસશો તો અમારા નવા મંત્રની વાત સાંભળશો."

જમ્યા પછી સુબોધચંદ્રે પોતાની માને પોતાના ઓરડામાં આવવાને કહ્યું:-સુબોધચંદ્રની મા ઓરડામાં આવવાની વેળાએ પોતાની વહુને બોલાવવા આવી. સરળાએ સાસુને કહ્યું, ત્હમે જાઓ હું ભાઇને થોડું દૂધ પાઇને આવુંછું, કારણ કે ત્યાં જઇને બેઠા પછી જલદીથી ઉઠવું ગમતું નથી, અને ભાઇ રૂવેછે ત્યારે વાત સંભળાતી નથી."

સાસુએ કહ્યું:–" જોજે, બહુ વાર લાગે નહિ."

સરળાએ જવાબ આપ્યો:–" નહિ સાસુજી, વધારે વાર થશે નહિ. ત્હમે જાઓ, હું હમણાં આવુંછું."

માએ પૂછ્યું:–" સુબોધ ! કહે જોઇએ ત્હમે શા માટે આટલો સાવચેત, આટલો શાંતભાવ ધારણ કર્યોછે ?"

સુબોધચંદ્રે જવાબમાં કહ્યું:–" મા ! અમે તો એવું કંઈ કામ કર્યું નથી કે જે ત્હમે સાંભળીને આશ્ચર્ય થાવ, અને ત્હમને એ વાત કંઈ નવી પણ જણાય એમ નથી. ત્હમારી પાસે એ સર્વ વાત જૂની છે, ઉલટું ખરૂં તો એ છે કે અમે ત્હમારી પાસેથી નવું કંઈ શિખીશું."

માએ કહ્યું:–" તે તો ઘણુંજ સારૂં, પેહેલાં ત્હમારી વાત સાભળું, તેમાં જો કંઈ હું સલાહ આપી શકું તો આપીશ."

સુબોધચંદ્રે કહ્યું:–" પેલા (છોકરાને) કેવી રીતે સદ્ગુણી કરવો, કેવી રીતે સુશિક્ષાના ગુણથી સચ્ચરિત્ર અને ધર્મ ઉપર આસ્થા રાખીને એ સંસારમાં પોતાનો નિર્વાહ કરી શકે–તેનો ઉપાય શોધવાનો આરંભ કર્યોછે. મા ! ત્હમને શું કહું ? એ વિષે જેમ જેમ વિચાર કરીએ છિએ તેમ તેમ આ કામ અમને કઠણ જણાતું જાયછે. વિશેષ કરીને આપણા દેશની સ્ત્રીઓને આ વિશેની કેળવણીની ઘણી ખોટ છે."

માએ કહ્યું:–"આપણા દેશના પુરૂષોજ આ વિષય ઉપર

વિચાર કરે તો સ્ત્રિયો પણ વિચાર કરે. જ્યાંના પુરૂષો નકામાં હોયછે ત્યાંની સ્ત્રિયો કેવી રીતે તે સંબંધી જ્ઞાન મેળવી શકે? વળી જે દેશની અમે સ્ત્રીઓ એવી અવસ્થા વાળી છિયે કે જેઓને કંઈ જ્ઞાન નથી એવું કહીશું તો ખોટું નથી, તે દેશના પુરૂષો પણ કોઇ દહાડો ઉઠીને ઉભા થનાર નથી એ પણ ખરૂં માનજો. માટે બેટા! આજકાળનાં છોકરાં અડધુ પડધુ વાંચતાં લખતાં શિખીને મહાન્પણાનો ભાવ ધારણ કરેછે તે પડતો મૂકીને થોડો વિચાર કરીને કામકાજ કરે તો સારૂં પરિણામ નીપજે. ત્હમે છોકરાને **માણસાઈમાં** આણવા માટે હમણાંથી વિચાર કરવાનો આરંભ કર્યોછે તે ઘણુંજ સારૂં કામ કર્યું છે. છોકરાંને સદ્ગુણી કરવાં એ કંઈ સેહેલું કામ નથી."

સુબોધચંદ્રે કહ્યું:—"વિલાયતના એક પ્રખ્યાત માણસે કહ્યુ છે કે બાળકને કોઇ પણ જાતની કેળવણી આપવાનું કામ ઘોડીઆમાંથી શરૂ કરવું જોઇએ. આ મત ધીમે ધીમે લોકોએ સ્વીકારવા માંડયોછે. પોતાની આંખ પેહેલી ઉઘાડી બચ્ચું આસપાસના પદાર્થો જુએ છે તેથી એમ જણાયછે કે કેળવણી એટલી અવસ્થાએ શરૂ થાયછે. અને જે હાથમાં આવે તેને આંગળી ફેરવી જોવું અને મ્હોમાં ઘાલી ધાવવું, તથા દરેક અવાજ થાય તે મ્હોઢું ફાડી સાંભળવો, એ જ્ઞાન—પ્રાપ્તિમાં બાળકનાં પેહેલાં પગલાં છે; અને એજ પગલે પગલે ધીમે ધીમે આગળ વધી તેજ મન

ન દેખાયેલા ગ્રહો ખોળી કાઢેછે, નવાં નવાં યંત્રો બના-
વેછે, અદ્‌ભુત ચિત્રો દોરેછે, અને નાટકો તેમજ કવિતાઓ
રચેછે. મન શક્તિની આ સ્વાભાવિક અને નિર્બાધ્ય ચપ-
ળતાને અનુકૂળ આવે એવી બાબતો આપણે બાળકના મન
આગળ ધરવી કે નહિ એ મ્હોટો પ્રશ્ન છે. અને તેનો ઉ-
ત્તર છે. ન્હાના બાળકનું સામાન્ય કૌતુહલજ ઉત્તરકાળની
ઉન્નતિ કરવામાં મદદ કરેછે. બાળકના જન્મથી આવી
રીતનું જ્ઞાન મેળવવાની આકાંક્ષા અને આતુરતા જ્યારે
આટલી સ્વાભાવિક તથા અપરિહાર્ય છે ત્યારે જેનાથી તેની
જ્ઞાનોન્નતિમાં મદદ મળે એવી વિવિધ જરૂરની વસ્તુ વખ-
તને અનુસરીને તેની સામે મૂકવી એ ઘણું જરૂરનું છે." *

માએ કહ્યું:—"ત્હેં જે વાત કહી છે તે સર્વ બરાબર છે.
છોકરાં પોતાની મેળે ઘણાક શબ્દ, ઘણાંક નામ શિખે છે,
પુષ્કળ બહારની ખબર પોતે એકઠી કરેછે, આપણે જ્યારે
પ્રથમ તેના મ્હોએ સર્વ વાત સાંભળીએ છિયે ત્યારે આ-
પણે આશ્ચર્ય થઈને કહીએ છિયે કે આટલો ન્હાનો છોકરો
કયાંથી આટલું શિખ્યો? ન્હાનો છોકરો જ્યાંથી જે સાંભ-
ળેછે, જ્યાંથી જે જુએછે તે સર્વ શિખેછે. એ વાસ્તેજ
સર્વદા છોકરાંને સાવધાનમાં રાખવાં આવશ્યક છે. ત્હારો
છોકરો જરા મ્હોટો થયા પછી જોઇશ કે તે ત્હારે કેટલું
સાવધાન થવું પડશે. આ વાત કહેતાં કહેતાં ત્હારી બાલ્ય-

* સ્પેન્સર કૃત એજ્યુકેશન પૃષ્ઠ ૭૨—કેળવણી ૮૮.

કાલની વાત યાદ આવી. એ બાપ, ત્હારૂં પેલું શું? આ શું, ફલાણું શું, ઢીકણું શું, એવી એવી જ્વાલામાં દરએક વેળાએ મ્હારો પ્રાણ કંઠમાં આવતો હતો. જો શેંકડો વસ્તુ ત્હારા જોવામાં આવતી તો એક એક પછી તે સર્વ વસ્તુ ત્હને સમજાવ્યા વિના ત્હારી પાસેથી છુટવાનો ઉપાય નહોતો. એવો કોઇ વિષય નહોતો કે જેના સંબંધમાં ઓછામાં ઓછા ચાર પાંચ શબ્દ પણ કહ્યા શિવાય ચાલે. બાલ્યકાળમાં ત્હને જાણવાની તથા શિખવાની ઈચ્છા ઘણીજ પ્રબલ હતી."

અહિંઆં કહેવું જોઇયે કે સરળા ઘણી વારની દરવાજાની પાસે છોકરાને પોતાના ખોળામાં સુવાડીને બેઠી હતી. સાસુને મ્હોંએ પોતાના સ્વામીની બાલ્યકાળની પ્રશંસા સાંભળીને તેણે સ્વામીના મ્હોં સામી નજર કરી, બન્નેની આંખો મળી; તેથી સરળાએ જરા મૃદુ હાસ્ય કર્યું, સુબોધચંદ્રે માને કહ્યું, 'મા! જો ત્હારા છોકરાના ન્હાનપણની વાત સાંભળીને ત્હારી વહુ હસે છે. મા! હું બાલ્યકાલે ઘણોજ મસ્તીખોર હતો નહિ?'

માએ કહ્યું:—"બેટા! છોકરાં બાલ્યકાળમાં જરા મસ્તીખોર હોયતો સારાં. મસ્તીખોર નહિ હોયતો મ્હોટાં થવાની સાથે તેને કંઇ શિખવાની ઈચ્છા પ્રબળ થતી નથી. તું ઘણોજ મસ્તીખોર હતો, પણ તું મ્હારી વાત સાંભળતો હતો. હું જે કામ ત્હને કરવા કેહેતી હતી, તે કામ તું તરત કરતો હતો, અને જે કામ કરવાની હું મનાઈ ક-

રતી હતી તે તું કરતો નહોતો. પણ ત્હારા જુલમથી આખું ઘર કાંપતું હતું, ઘરમાનાં માણસો ત્હારાથી કોઈ કોઈ વખતે કંટાળતાં હતાં. ત્હને સદ્ગુણી કરવા માટે અમે ઘણો વિચાર કર્યો હતો. કેટલી વાર એકાંતમાં બેસીને ત્હને માણસાઈમાં આણવા માટે વિચાર કરતાં હતાં તેની ગણતરી થઈ શકતી નથી."

સુબોધચંદ્રે કહ્યું:–"મા! મ્હને માણસાઈમાં લાવવા માટે જે વિચાર ત્હમારા મનમાં ઉદય થતા હતા અને જે ઉપાય ત્હમે અવલંબન કર્યા હતા તેમાંનું કંઈ જો યાદ હોય તો કહો. અમે તે ઉપાયો અવલંબન કરીશું."

માએ જવાબમાં કહ્યું "એ શું હજીસૂધી યાદ હોય? હું તો ત્હમારી વાત સાંભળવા માટે ત્હમારા ઓરડામાં આવીને બેઠી છું, તું વળી મ્હારી પાસેથી સાંભળવા શું ઈચ્છેછે! મ્હને સર્વ વાત યાદ નથી તોપણ જે કંઇ યાદછે તે કહુંછું. જે જેવા ગુણનો માણસ હોયછે તેને ઘણું કરીને તેવા ગુણવાળાં છોકરાં થાયછે. તેનું કારણ એ છે કે બહારના મનુષ્યની સાથે મળવાની પેહેલાં છોકરાં કેવળ પોતાના ઘરનાં માણસોનો સ્વભાવ, ચરિત્ર અને આચાર વ્યવહાર શિખેછે. એ માટે જે જેવો વેપાર કરેછે તેના છોકરાં સેહેલાઈથી તે વેપારનું જ્ઞાન મેળવેછે, એક દુકાનદારના ન્હાના બાળકને દુકાનનું સર્વ કામ ઘણીજ સારી રીતે કરતાં જોયો છે. એક ખેડુતના ઘણીજ ન્હાની

ઉમ્મરના છોકરાને ખેતરમાં હળ લઇને કામ કરતાં જોયો છે. આપણા ગોરનો ત્રણ વર્ષનો છોકરો પોળના બીજા કેટલાક છોકરાને લઇને રમવામાં ગોર થઈને બેઠો હતો, અને પોતાના બાપના જેવા આસન ઉપર બેસીને પૂજા કરતો હતો, એ જોઇને હું ઘણીજ આશ્ચર્ય પામી હતી. આવીરીતે જો તપાસ કરવામાં આવે તો માલમ પડશે કે બાળકો અજાણતાં માબાપ, સગાં વહાલાં અને આડોશી પાડોશીઓનું અનુકરણ કરેછે."

એ સાંભળીને સુબોધચંદ્રે કહ્યું:–"એટલાજ માટે અને આવા બીજા કારણને લીધે માબાપને સુશિક્ષિત તથા સચ્ચરિત્રવાન થવું જોઈએ. આપણે સારા ન હઇએ તો આપણો આ છોકરો શું કદી સદ્ગુણી થાય?"

તેના ઉત્તરમાં સુબોધચંદ્રની માએ કહ્યું:–"તેમજછે. આપણે જો ખરાબ હોઇએ તો આપણા હાથ તળે જે ઉછરે તે ખરાબ થાય એમાં શું કંઇ સંદેહ છે? જવાદે; મ્હેં ત્હને માણસાઇમાં આણવા માટે જે વિષય ઉપર વિચાર કર્યો હતો, અને જે માર્ગે ચાલીને ત્હને આજે આવી અવસ્થામાં જોઉં છું ત્હેમાં તેનાં થોડા થોડા ઉપાય હું ત્હને કહુંછું તે સાંભળ; ત્હેં જોયું હશે કે જ્યારે છ મહીનાનું બાળક દૂધ પાવા જતાં આડાઇ કરીને બળજોરીથી પોતાની રક્ષા કરવામાં મંડેલું હોયછે ત્યારે દાસદાસી અથવા મંગળ મૂર્તિમતી **માતા** બાળકના ભવિષ્ય સ્વતંત્રતાના

અંકુરને કચરી નાંખવાનો નિશ્ચય કરીને ગંભીર સ્વરથી ક-
હેછે "પીન્ત! જો પેલી માઉં, ઓ પેલું ભૂત આવ્યું. અને એમ
કહીને બાળકના નિર્ભય અંતરમાં ભયનો સંચાર કરેછે.
કલ્પિત ભૂતના ડરથી બાળકની રમત, કૌતુક, બળ,
વિક્રમ, અને આત્મ–રક્ષાનો ભાવ જતો રહેછે. સુંદર
બાળકનું વિમળ ચિત્ત કલ્પિત ભૂતના ભયથી મલિન થા-
યછે. એ કેવો ખેદનો વિષયછે? જ્ઞાનનો ઉદય થતાં પે-
હેલાંજ બાળકની પ્રકૃતિ બગડી જઈને ભૂતનો સ્વભાવ મે-
ળવેછે."

સુબોધચંદ્રે કહ્યું:–"મા! ત્હમે ઠીક કહોછો. મ્હેં ઘણીક
માતાને આમ કહેતાં સાંભળી છે. આમ કર્યાથી બાળ-
કની હિમ્મત તથા બળ ઓછું થાયછે તેમાં કંઈ સંદેહ નથી.
ઉમ્મરે પહોંચતાં આવી કુશિક્ષાથી નાના પ્રકારની હીનતા
મેળવેછે. બાલ્યકાળનીજ આવી કેળવણીના દોષથી
બાળકનાં જીવનમાં મિથ્યા પ્રવંચના વગેરેનાં બીજ પ્રવિષ્ટ
થાયછે."

મા બોલી:–"થોડા દિવસની વાત ઉપર વહુ કીકાને દૂધ
પાતાં પાતાં બ્હીવરાવતાં હતાં. મ્હેં એમને તેમ કરતાં
રોકીને કહ્યું "બેટા! ન્હાના છોકરાને આવીરીતે ભય દે-
ખાડયાથી છોકરો બાયલો થઈ જશે. એવું કામ કદી પણ
કરશો માં."

તે સાંભળીને સૈરળા સાસુની આગળ ધીરે ધીરે જઈને

કહેવા લાગી:–" મ્હેં તે દિવસથી એ અભ્યાસ છોડયો છે. હું સમજી છું કે આમ કર્યાથી છોકરાના ભવિષ્યમાં ઘણુંજ નુકશાન થાયછે."

માએ કહ્યું:–" આપણે જાણતાં નથી તથા વિચાર કરતાં નથી તેથી આપણામાં કેટલાક દોષ તથા કેટલીક ન્યૂનતા રહેછે, આપણે તે જાણીએ તો તેને સુધારવાનો યત્ન કર્યાથી ઘણુંજ સારૂં પરિણામ થાય. કેવળ આટલોજ દોષ નથી. હું એક પછી એક દેખાડીશ કે આપણે આપણા આચરણથી છોકરાનું કેટલું બધું નુકશાન કરીએછિએ. ધારો કે એક છોકરો પોતાની કોઇ પ્રિય વસ્તુ મેળવી શકયો નથી તેથી તે રૂવેછે, તેને આકાશમાંનો ચંદ્રમા, વનનું હરણ, હાથી, ઘોડા, દુકાનની મીઠાઇ આપવાની લાલચ દેખાડીને છાનો રાખવા શિવાય બીજો કંઇ ઉપાય છે કે નહિ તે આપણા દેશની સ્ત્રિયો જાણીતી નથી. એનું વિષમય ફળ આ થાય છે કે બાળકો ઘણીજ સેહેલાઇથી જુઠું બોલતાં તથા શઠતા શિખેછે; બીજી એક ઘણીજ નુકશાની તેથી એ થાય છે કે, બાળકો ઘણીજ સેહેલાઇથી બીજાઓનો અવિશ્વાસ કરતાં શિખેછે."

સુબોધચંદ્રે કહ્યું:–" મા ! ત્હમે ખરીવાત કહી, આવો એક બનાવ મ્હારા એક ઘણાજ પૂજનીય ગૃહસ્થના ઘરમાં બન્યો હતો, તેણે પોતે આ બનાવ મ્હારા એક મિત્રને કહ્યો હતો. એક દિવસે ત્હેના એક ન્હાના બાળકને દાસી

મીઠાઇ આપવાની આશા દેખાડીને છાનો રાખવાનો યત્ન કરતી હતી. બાળક મીઠાઇ મળવાની આશાથી રોતો બંધ થયો પરંતુ વાક્ ચતુર દાસીએ તરેહવાર વાતો કરીને તેને મીઠાઇની વાત ભૂલાવી નાખી. આ બનાવ પેલા છોકરાનો બાપ જોતો હતો, થોડીવાર પછી તેણે પેલી દાસીને બોલાવીને કહ્યું "બેટા! મ્હેંતો કંઇ ત્હારૂં નુકશાન કર્યું નથી, ત્યારે તું કેમ મ્હને આવું નુકશાન કરવાનો યત્ન કરેછે?" આ વાત સાંભળીને દાસી આશ્ચર્ય પામી થોડીવાર પછી ભયથી ધીરે ધીરે કહેવા લાગી "હું તો જાણતી નથી કે એવો મ્હેં શો અપરાધ કર્યો છે?" ત્યારે પેલા ગૃહસ્થે તેણે કરેલું કામ યાદ દેવડાવીને કહ્યું. "મ્હારા છોકરાને હમણાથી જુઠું બોલતાં, પ્રવંચના કરતાં અને શઠતા વાપરતાં શિખવેછે, એના કરતાં બીજું મ્હારૂં વધારે શું નુકશાન કરી શકવાની હતી તે કહે?" પેલા ગૃહસ્થે પૈસા આપીને તે વેળાએ દાસી પાસે મીઠાઈ મંગાવી છોકરાને આપી."

માએ કહ્યું:–"દાસી બીચારી તો આ વિષય થોડુંજ સમજેછે, તે તો આમજ કરે; મા પોતે પણ આ ગુરૂતર વિષય સારી રીતે સમજતી નથી, તથા તેનો વિચાર પણ કરતી નથી. ત્હારી સાથે વાત કરતાં કરતાં મ્હને ઘણીક વાતો યાદ આવેછે. ત્હેં જોયું હશે કે નહિ તેતો હું જાણતી નથી, પણ મ્હેં ઘણીવાર જોયું છે, અને કોઇ રીતે દૈવયોગથી, અસાવચેતીથી પણ મ્હારાથી આવું કામ ના થાય તેને

માટે જીવ રાખીને તત્પર રહેતી હતી; જુઓ કે સર્વ લોકોની પાસે સર્વ વસ્તુ હોતી નથી; ઘરસંસાર ચલાવવામાં ઘણીક વખતે ઘણીક વસ્તુ ઉછીની લેવી પડેછે, પછી કામ પૂરૂં થયું એટલે તે વસ્તુ જેની હોયછે તેને પાછી આપવામાં આવેછે. મ્હેં એક આપણા સગાને ત્યાં જોયું તો એક પાડોશી કુહાડી માંગવા આવ્યો; તે વેળા તેણે તરત પોતાના ચાર વર્ષના છોકરાની સમક્ષ કહ્યું:-"કે કુહાડીની ધાર બેશી ગઇછે તેથી લાકડાં કપાતાં નથી પરંતુ એ કલાક આગમચ બાળકની સામેજ તે કુહાડીથી તેણે ઘરનાં લાકડાં કાપ્યાં હતાં. ડોકીઆં કરવાં એ છોકરાંનો ધર્મ છે તેથી પેલો છોકરો તરત ઘરમાં જઇને જોઇ આવ્યો તો કુહાડીતો ઘણીજ સારી હાલતમાં એક ખુણામાં પડેલી જોઇ. વળી એવું પણ જોવામાં આવેછે કે લેહેણદાર અથવા તેનું માણસ પોતાના રૂપીઆ લેવામાટે આવેછે, ત્યારે બાપ ઘરની અંદરથી ત્રણ વર્ષના છોકરાને કહેછે કે જઇને કહે કે "બાપા ઘેર નથી." છોકરો શું તે વેળાએ એવું શિખશે નહિ કે જરૂર પડે તો જુઠું કહેવામાં કંઇ અડચણ નથી? આવા હજારો બનાવ દરરોજ બાળકની સામે બનેછે; આવી સ્થીતિમાં બાળક સત્યવાદી થશે એવી આશા કેમ રાખી શકાય?"

સરળાએ કહ્યું:-" કુહાડી, પળી તેલ, કે રતિભાર મીઠાજેવી વસ્તુ ઉછીની નહિ આપતાં સ્ત્રિયો જુઠું બોલી સામા

માણસને ઠગેછે એ ખરી વાત છે. મ્હેં પણ એવી ઘણીક સ્ત્રિયો જોઇ છે, પરંતુ બધાં માણસ એવાં હોતાં નથી."

સુબોધચંદ્રે જવાબ આપ્યોઃ–"જેઓ એવાં નથી, તેઓનાં છોકરાં સદ્‌ગુણી થાયછે, જેઓ ધર્મનિષ્ઠ, સચ્ચરિત્ર અને સાધુ છે તેઓ પોતાના સારા સ્વભાવ તથા સારી પ્રકૃતિરૂપી ગુણથી ઘરમાં સુસંતાન મેળવેછે. કોઇ કોઇ સ્થલે તેમાં ફેર પડેછે ખરો, પરંતુ તેનું વિશેષ કારણ હવે પછી કહીશ."

માએ કહ્યુંઃ–"ઘણી વાર એમ જોવામાં આવેછે કે માબાપ પોતાના એકના એક છોકરાની અથવા સર્વથી ન્હાના છોકરાની સર્વ માગણી પૂર્ણ કરવા જતાં તેની અયોગ્ય પ્રાર્થના પણ યોગ્ય સમજીને પૂરી કરેછે. બાળક જે કહે તે કરવાને બુદ્ધિમાન માબાપ કેટલે દરજ્જે શક્તિમાન છે? અરધી રાતે તડકો કહેવો અને એવી જાતની સર્વ પ્રકારની અભિલાષા પૂર્ણ કરવી એ કર્તવ્ય જ્ઞાનરહિત ઉન્મત્ત માબાપનું જ છે."

સરળા એ સાંભળીને બોલીઃ–"મ્હેં મ્હારા મામાને પોતાના છોકરાને આવી રીતે હદ બ્હાર લાડલડાવતાં જોયાછે. મ્હારા મામા મામી તેની સર્વ વાત સાંભળેછે અને તેને લાડલડાવેછે અને જે કંઇ માગેછે તે આપેછે તેનાથી તે છોકરો ઘણોજ ખરાબ થઇ ગયો છે. તે લખતાં વાંચતાં શિખ્યો નહિ, કેવળ બીજાનો અપકાર કરવામાંજ તે ગુંથા-

ચલો રહેછે; લોકો તેના વિષે માબાપની પાસે ફરિયાદ ક-રવા આવેછે ત્યારે પોતાના છોકરાનો કાંઇ વાંક નથી એમ સ્પષ્ટ કહીને ઉલટાં તેની સમક્ષ તેમની સાથે લઢેછે.

માએ કહ્યું:–" જો ન્હાનાં છોકરાં જુએ કે મા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરેછે, અથવા બાપ મા ઉપર તુચ્છ ભાવથી જુવેછે તો છોકરાં કદીપણ તેમનાં માબાપને તાબે થતાં નથી; એ વાસ્તે અમે કદીપણ ત્હારી સમક્ષ વિવાદ કરતાં નહોતાં; કોઇ જાતની અપ્રિય ભાષા પણ બોલતાં નહોતાં, અથવા કોઇ રીતનો અસાધુ ભાવ દેખાડતાં નહોતાં. આટલુંજ નહિ, પણ કોઇ કોઇ ઘેર એવું પણ જોવામાં આવેછે કે મા છોકરાને પિતાનું અપમાન કરતાં શિખવેછે, વળી બાપ છોકરાને માને ધિક્કારતાં તથા ગાળો દેતાં શિ-ખવેછે? આવા બનાવ થોડા બનેછે એમ જાણીશ નહિ."

સુબોધચંદ્રે કહ્યું:–" મ્હારા એક મિત્રને મ્હોએ મ્હેં સાંભળ્યું છે કે " આપણા દેશના એક પ્રખ્યાત તથાપિ દરિદ્ર ગૃહસ્થે પોતાના પુત્રમાટે એક પેહેરણ તૈયાર કરા-વીને આણ્યું હતું; તે પેહેરણ કંઇક દેખાવમાં સુંદર હોવા-છતાં ગૃહસ્થની ગરીબાઇને લીધે જેટલું જોઇએ તેટલું ભપ-કાદાર હતું નહિ તેથી તે છોકરાએ તે લેવા ના પાડીને તેને દૂર ફેંકી દીધું, અને એક છોકરીનું નામ દઇને બોલ્યો કે તેના જેવું સારૂં પેહેરણ લઇ આપો તોજ પેહેરવાનો. ગરીબ બાપે છોકરાને ઘણી રીતે સમજાવીને કહ્યું "મ્હારી

હાલત તેના બાપના જેવી નથી, મ્હારી પાસે રૂપીઆ નથી કે ત્હને એવું કરાવી આપું, મ્હારી અવસ્થાપ્રમાણે મ્હેં આપ્યું છે તે પણ વધારે છે." એવી વખતે છોકરાની મા પોતાની સાંસારિક અવસ્થા વિસારી દઇને બાળકનો પક્ષ સબળ કરવા અગ્રેસર થઇ, અને પુત્રને કહેવા લાગી "ના બેટા તું આવું પેહેરણ લઇશ માં." તે વેળા એ ગૃહસ્થે પોતાની સ્ત્રીનું આવું આચરણ જોઇને વ્યથિત તથા ક્ષુબ્ધ થઇને બોલ્યો, આપણેજ "આપણાં છોકરાંની કુશિક્ષા તથા અધોગતિનાં કારણ થઇએછિયે." આપણી ગરીબ અવસ્થાને લીધે આપણે વધારે સારાં વસ્ત્ર આપી શકતા નથી, એ વાત બાળકને સારીપેઠે સમજાવવી જોઇએ, તેતો કરતી નથી અને ઉલટી તે નહિ લેવામાટે સમજાવેછે, તેથી ત્હેં ખોટી હઠ પકડવાનું શીખવવામાં મદદ કરીછે? ત્હારી એવી વાતથી ઘણીકરીતે બાળકનું નુકશાન તથા કુટુંબમાં અશાન્તિ ઉત્પન્ન થાયછે. ત્હેં બાળકને જે સલાહ આપી છે તેનું પરિણામ ઘણું ખરાબ થશે. બાળકે બાલ્યકાળથી સંપૂર્ણરીતે ત્હારી અને મ્હારી સલાહ તથા આજ્ઞાપ્રમાણે વર્તીને દિવસેદિવસે જીવનની ઉન્નતિ કરવી જોઇએ, તે જો આજના આ બનાવથી ત્હારા કહેવાપ્રમાણે કરે તો મ્હારી આજ્ઞા તોડવાનોજ. જો મ્હારી આજ્ઞા પાળે તો ત્હારી અવજ્ઞા કરવાનો, હવે વિચાર કરીને જો કે ત્હારા બોલવાથી ત્હેં તેને કેવી ભયાનક અવસ્થામાં નાખ્યો છે? હવે ત્હનેજ પૂછુંછું કે બાળક કોની

ઇચ્છાપ્રમાણે કામ કરે ! કહે જોઇએ એકનો હુકમ પાળ્યા થી બીજાની મર્યાદામાં હરકત પહોંચેછે કે નહિ ? બાળકની આંખે હું ત્હારી અને તું મ્હારી અવજ્ઞાને પાત્ર થઇ કે નહિ ? આટલામાટે આપણા દેશમાં છોકરાં ઘણુખરૂં પિતામાતાની આજ્ઞાને આધીન થતાં નથી. પિતાએ પુત્રને મિષ્ટ વચનથી બોલાવીને તે પેહેરણ લઇને પેહેરવાને કહ્યું અને હવે પછી એનાં કરતાં સારૂં પેહેરણ આપવાની આશા આપી, અને બીજું એ પણ કહ્યું કે જો તું મ્હારૂં કહ્યું નહિ માને તો ત્હને આજ સુધી જેટલી સારી સારી વસ્તુ આપી છે તે બધી પાછી લેઇ લઇશ. તે સાંભળીને છોકરાએ પેહેરણ ઉપાડી પેહેરી લીધું.

માએ કહ્યું: " ત્હેં જે વાત કરીછે તેમાં છોકરાના બાપની વાત મ્હને ઘણીજ પસંદ પડી. એ વાત એક બુદ્ધિમાન માણસના જેવી જણાયછે."

સુબોધચંદ્રે કહ્યું:–" હા મા, તે ખરેખર એક બુદ્ધિમાન માણસ હતો."

માએ કહ્યું:–" આ સાંભળીને મ્હને બે વાત યાદ આવી, તે ત્હને અત્યારેજ કહી દેઉં છું. કારણકે વૃદ્ધને ઘણીક વાત ઘણીક વખતે યાદ રહેતી નથી. કોઈ છોકરો કે છોકરી જરા અભ્યાસમાં મન રાખે–જરા સુશીલ તથા શાંતભાવ દેખાડે, અને તરત માબાપ તથા સગાંવાહાલાં જો તે અલ્પબુદ્ધિ તથા ચંચલ મતિના છોકરાંની સમક્ષ તેની શીલતા,

ડાહપણ તથા ચતુરાઈની કંઇક પ્રશંસા કરે તો તે ક્ષુદ્ર જ્ઞાનની બડાઈથી શું તેની નુકશાનીનું કારણ ઉત્પન્ન થશે નહિ ? મ્હેં ઘણીક જગાએ જોયુંછે કે ઘણાક છોકરાં આત્મ-પ્રશંસાથી ગર્વિષ્ઠ બની જીવન માર્ગમાં ઉન્નતિ મેળવતા નથી.”

સરળાએ પૂછયું:–“ તો શું છોકરાંનાં સારાં કામનેમાટે પ્રશંસા કરવી ઉચિત નથી ? આવીરીતે જો ઉત્સાહ ન મળે તો તેઓ જીવનમાં ઉન્નતિ મેળવવામાં ઉત્સાહિત કેમ થાય ?”

માએ જવાબમાં કહ્યું:-“ નહિ નહિ, હું એમ કહેતી નથી કે તેઓને ઉત્સાહ આપવાની જરૂર નથી; તેઓનાં કોઈ સારાં કામ જોઇને તેમાં તેને મદદ આપવી, ઉન્નતિ કરવામાં યત્નવાન થતાં જોઈને આદર તથા સ્નેહભાવ દેખાડવો કર્તવ્યછે, કેવળ તેટલુંજ નહિ પણ બાળક તથા બાળિકાના જીવનમાં તું અને હું જે કંઈ ગુણ જો-વાની ઈચ્છા કરીએ છિયે તેનું બીજ ધીરેધીરે તેનામાં પ્રવેશ કરેછે કે નહિ તે પણ જોતાં રહેવું જોઈએ બીજી એક વાત આ છે તે ત્હને યાદ હશે ને મ્હેં પેહેલાં પણ કહ્યું હતું કે ત્હારી મસ્તી કરવાની ટેવથી ઘર કંપાયમાન થતું હતું, ઘણી વખતે ત્હારાથી માણસો દુઃખ પામતાં હતાં તથાપિ અમે ત્હને કોઇવેળાએ પણ કહ્યું નહોતું; કે ત્હને અમારાથી શાસનમાં રાખી શકાતો નથી. તેનું કારણ એવું હતું કે જો છોકરાં જાણીલે કે, અમે આટલા અશાંત

તથા ચંચળ થઇ ગયાં છિયે, કે અમે ત્હને શાસનમાં રાખી શકતા નથી, તો એ હાનિ થાય. છોકરાં પોતે દુર્દમનીય તથા સ્વેચ્છાચારી છે અમે ધારીએ તો તેવી અવસ્તામાં તે છોકરાં માબાપના કહેવા પ્રમાણે કરશે નહિ, એમાં વિચિત્ર શું? ત્રીજી એક વાત યાદ આવી. બાળક બાળિકા જો પોતાની **માને** કંકાસ કરનારી તથા ખરાબ બોલનારી અને પિતાને નિષ્ઠુર જુલમી તથા નૃશંસ રાક્ષસ જાણે તો તેને **મનુષ્ય**, થવાની આશા રહેતી નથી.”

સુબોધચંદ્રે કહ્યું:–“મા ત્હેં ઠીક કહ્યું. મ્હેં એવોજ એક બનાવ નજરોનજર જોયો છે. હું જ્યારે હિંદુસ્તાનમાં હતો ત્યારે તે જગાએ ઘણાક યુવકોની સાથે મ્હારો આલાપ તથા બંધુતા થઇ હતી. એક દિવસે અમે સર્વ એકંત્ર થઇને ફરતા હતા, એવી વખતે અમારામાંથી એક માણસે અસાવધાનથી અતિ અપવિત્ર ભાવવાળી કેટલીક વાતો કરી તે સાંભળીને મ્હેં તેનો ઘણો તિરસ્કાર કર્યો. હું જાણતો હતો કે તે કોઇ પ્રતિષ્ઠિત કાયસ્થના કુલમાં જન્મ્યો હતો. હું તેના કુટુંબની માનમર્યાદાની વાત અને તેણે જે કેળવણી મેળવી હતી તે સ્મરણ કરાવીને તેને ઘણોજ તીવ્રભાવથી ઠપકો આપવા લાગ્યો, તે વેળાએ તે ઘણોજ લજ્જાયમાન તથા અપમાનીત થઇને પોતાના કરેલા અપરાધને માટે વારંવાર ક્ષમા માગવા લાગ્યો. એ યુવક પોતાના બાલ્યકાળના સોબતીઓને સંબોધિને કહેવા

લાગ્યો–"ભાઇ ! ત્હમને મ્હેં કહી રાખ્યું હતું કે જ્યારે મ્હારી આવી ભૂલ જુવો ત્યારે મ્હારા ગાલ ઉપર બે તમાચા ખેંચી કાઢજો. ત્હમે મ્હને શાસન કરી શકતા નથી, તો પરિવર્ત્તનની આશા શામાટે કરોછો ?" યુવકના મિત્રોએ મ્હને કહ્યું "આ બીચારો આગળના કરતાં હમણાં ઘણોક સુધર્યોછે." તે વેળાએ યુવકે પોતાના પરિવારના વડીલોની તિરસ્કારયોગ્ય ભાષા તથા અસદૃષ્ટાંતની વાત કહી સંભળાવી–અને બોલ્યો મહાશય તેમાં મ્હારો અપરાધ શો? હું ઘણીજ મેહેનત કરૂંછું તોપણ મ્હારો બાલ્યકાળનો અભ્યાસ મૂકી શકતો નથી. હું જ્યારથી બાળક હતો ત્યારથી **મા, મ્હોટી બેહેન** વગેરે **મ્હારાં વડિલો**ની સામે (ક્રોધાંધ થાય ત્યારે તો હોયજ પણ) સામાન્ય કારણથી પણ વિરક્ત થઇને **પિતા** જે રીતની ખરાબ ભાષા બોલતા હતા તેથી મ્હારો સ્વભાવ બગડે એમાં શી નવાઇ ? જે ઘર કુશિક્ષાનું બોહલું ક્ષેત્ર હોયછે ત્યાં ઉત્પન્ન થઇને તથા ઉછરીને હું ઉન્નત મનનો માણસ થાઉં કે સાધુ ભાષાથી વાત કરૂં એવી આશા કદી પણ રાખી શકાય? જે ભાષા મ્હારી બાલ્ય શિક્ષાનો સર્વથી મ્હોટો આશ્રય છે, તેના સારાનરસાપણાએ મ્હારા ત્હદયમન ઉપર અધિકાર મેળવ્યો છે; મ્હારા અંતઃકરણમાં તે મુદ્રિત થઇ રહેલું છે. હું ઘણી મહેનત કરૂંછું તોપણ તેમાંથી મુક્ત થઇ શકીશ કે નહિ તે કહી શકતો નથી."

માએ કહ્યું:–"બીજી એક વિશેષ વાત એ છે કે છોકરાં ન્હાનપણથી સર્વદા કેવી પ્રકૃતિનાં બાળકોની સાથે રમેછે, તે વિષયમાં માબાપોએ ઘણુંજ ધ્યાન આપવું જોઇએ. તેમ નહિ કર્યાથી બાળકનું ભવિષ્ય મંગળ થવાની આશા ઘણીજ ઓછી રેહેછે. છોકરાં ખરાબ સોબતમાં પડીને પોતાની ખરાબી કરેછે તેમાં કંઇ પણ સંદેહ નથી. ત્હને માણસાઇમાં આણવામાટે મ્હેં ઉપલા વિષય ઉપર ઘણીજ નજર રાખી હતી, તેથીજ આજે હું **ત્હારા** જેવા સુસંતાનની **મા** થઈને આનંદ અનુભવ કરૂંછું, તે વિષે ત્હને ઘણુંક કહી સંભળાવ્યું. હવે મ્હારી વહુ એણે યત્નપૂર્વક સ્મરણ રાખીને **છોકરાંને** માણસાઇમાં આણવાની મેહે-નત કરશે તો તે દેખીને હું પરમ સુખી થઇશ. બીજું કંઇ યાદ આવશે તો કહીશ."

સુબોધચંદ્રે કહ્યું:–" મા! ત્હમે જે કહી સંભલાવ્યું છે તે વિચારવાનો વિષય છે, અને એ વિષયમાં વિ-શેષ કરીને સતર્ક થઇને ચાલવું જોઇએ તેમાં કંઈ સંદેહ નથી. વિલાયતના એક પંડિતે કહ્યું છે કે—"બચ્ચું ધાવે નહિ માટે બે હાથમાં લઈ તેના ઉપર ચીડાઈ જઈ તેને ઢંઢોળી નાંખેછે તેવી માતા નીતિનું જ્ઞાન બચ્ચાને શું આપવાની હતી? બારણા વચ્ચે છોકરાની આંગળી ચગ-દાયાથી તે બૂમ પાડી ઊઠે ને રડવા માંડે ત્યારે આંગલી બહાર ન કાઢતાં જે માબાપ છોકરાને મારવા મંડી પડે

તેમનામાં ન્યાયબુદ્ધિનો કેટલો અંશ આપણે કલ્પી શકીએ ? અથવા રસ્તામાં પડી જવાથી છોકરાંનો હાથ પગ ભાગે અગર ઉતરી જાયતો તેનું ઓસડ વેસડ કરવાને બદલે ઘેર જતાંજ તેની પૂજા કરે, તેવાં માબાપ છોકરાંને સારી કેલવણી આપશે તેની શી આશા ! આવાં માબાપો ઘણાં છે. આવા દાખલા ક્વચિતજ બનેછે એ વાત શું ખરી છે? આપણા દેશમાં તો ઘણીવાર આવું જોવામાં આવેછે અને વાચનારને પણ એવા પ્રસંગ આવ્યા હશે. આવી સ્થિતિમાં બાળકછતાં માબાપની વર્તણુકથી તેને ત્રાસ પણ છુટયો હશે. એવી અવસ્થામાં તે બાળક પોતાના પિતા માતાના આચરણ જોયાથી કંઈ પણ સુશિક્ષણ મેળવશે નહિ, આથી ઉલટો અપકાર થશે, તે છોકરો પોતાના માબાપના કહ્યામાં રહેશે નહિ. માબાપના ઉપર પ્રીતિથી જોશે નહિ. આવો બનાવ અસ્વાભાવિક હોવાછતાં પણ ઘણા કુટુંબમાં બનેછે. એનું કારણ કોઇને પણ અજાણ્યું નથી. ઘણીક જગાપર જોવામાં આવ્યું છે કે છોકરાં માંદાં પડયાથી તથા અંગ હીન થયાથી અશાંત ભાવ પ્રકાશ કરેછે ત્યારે તેને માટે દાસી અથવા **મા** તેઓને મારેછે, મરવા પડેલા બાળકને ઉઠાડતાં તેની **મા** તેને ઘણીજ ગાળો દેછે તથા કર્કશ વચન કહેછે. "મ્હારા પીટયા, રડયા, નખોદિઆ" ઈત્યાદિક ગાળોની વૃષ્ટિ તેના ઉપર કરેછે, તે ઉપરથી શું **મા**નો ચીડીઓ સ્વભાવ

અને તેને લીધે બાળકની અને તેની વચ્ચે અસંખ્ય કજીયા થવાનો સંભવ નથી જણાતો? કઠોર સ્વરથી મ્હોટો ઘાંટો કાઢી બાપ છોકરાંને છાનામાનાં બેશી રહેવાનું ફરમાવેછે તે ઉપરથી છોકરાં ઉપર તેનો સ્વભાવ કેવો છે એ શું નથી જણાઇ આવતું? તેથી પિતા પુત્ર વચ્ચે જુદાઇ જોવામાં આવેછે. છોકરો જ્યારે પૂર્ણ ઉત્સાહથી રમતમાં લાગેલો હોયછે અને તેથી તેને તેમાં ઘણી ખુશી જણાય છે, તે સમયે તેને બળાત્કારે રમતો અટકાવી અથવા બીજી કોઈ નિર્દોષ ગમતથી નિરાશ કરીને, તેને સ્થિર ભાવથી બેસી રહેવાનો હુકમ કરવો એ શું અઘટિત સંપૂર્ણ રીતે અના-વશ્યક—નથી? આમ કર્યાથી ચંચળમતિવાળા અને રમતમાં ખુશી માનતાં છોકરાંના મનમાં ઘણી અશાંતિ ઉત્પન્ન થશે, એમાં કંઇ આશ્ચર્ય નથી. છોકરાંને લઇને કોઇ જગાએ પ્રવાસે જતાં છોકરાં ગાડીની બારીએ ઉભાં રહીને નાનાપ્રકારની નવી વસ્તુ જોવામાટે આતુર થાયછે, તેપ્રમાણે કોઇ કારણવિના બારીએ ઉભાં રહેવા ન દીધા-થી તેમને ઘણું માઠું લાગેછે અને તે બિચારાંની ખરેખરી મજા જાયછે. તેથી છોકરાં પિતામાતાના આચરણની અંદ-ર સદ્‌ભાવ તથા સ્નેહ મમતાનો ઘણો અભાવ જુવેછે અને તેની સાથે તેટલું તેના જીવનમાં નુકસાન પહોંચે છે."*

---

* સ્પેન્સર કૃત એજ્યુકેશન ૯૨—કેળવણી ૧૧૪ પાનું.

માએ જવાબમાં કહ્યું:–" ત્હેં વિલાયતના પંડિતની વાત કહીછે તેવી વાત આપણા દેશમાં પણ બને છે. તું તો દુલેરાયને ઓળખેછે. એ જ્યારે ન્હાનો હતો ત્યારે એક દિવસ ઝાડ ઉપર ચઢતાં ચઢતાં પડી ગયો, પડયાથી તેનો હાથભાગ્યો. તેને ઘરમાં આણ્યો ત્યારે તે મરવા પડેલા છોકરાને તેના બાપે એવો માર્યો કે છોકરાને બચવાની આશા જરા રહી હતી તે પણ જતી રહી. ઘણા માણસોએ તેના બાપને ઠપકો દીધો. સુબોધચંદ્ર! ત્હેં બરાબર કહ્યું, માબાપના નિષ્ઠુર વ્યવહાર અને ખરાબ ઉદાહરણથી છોકરાં ઘણાંજ ખરાબ થઇ જાયછે."

સુબોધચંદ્રે કહ્યું:–" આજે અહિંથી બંધ કરીએ, હવે મ્હારે કામે જવુંછે."



## પ્રકરણ ૪ થું.

વચમાં એક અઠવાડિયું ગયું હતું. રવિવારે જે વાતચીત થઈ હતી તે સરળાએ એટલા ધ્યાનથી સાંભળી હતી કે એક રીતે તે તેના હૃદયમાં હમેશને માટે ઠસી ગઇ હતી. હવે સર્વદા તેજ વિશે વિચાર કરતી હતી. બીજા રવિવારે બપોરે બેસીને ચર્ચા કરવાનો લાગ મળ્યો નહિ. સુબોધચંદ્રને એક જગાએ ભોજન કરવાનું હતું તેથી તે ઘરમાં નહોતો અને માના શરીરને ઠીક નહોતું. તેથી તે આજે

સાંઝે પુત્ર અને વહુની પાસે બેસીને તેઓને બાળકને ઊછે-
રવા સંબંધી સલાહ આપી શકી નહિ.

સુબોધચંદ્ર ઘેર આવ્યો ત્યારે સરળાએ કહ્યું:-"તે દિ-
વસ તો સાસુજીએ સબળ કારણો જણાવ્યાં હતાં તેથી સ-
મજાયું હતું કે આપણા દોષથીજ આપણા છોકરાં સદ્ગુણી
થઈ શકતાં નથી. ત્હમે પણ કેટલાક બનાવો કહીને સીદ્ધ
કરી આપ્યું હતું કે આપણેજ આપણા છોકરાને નુકશાન
પોહોંચાડીએછિયે. એ સંબંધમાં બીજું કંઇ નવિન કહેશો કે?"

સુબોધચંદ્રે જવાબ આપ્યો:-"હા, કહીશ; આપણે
કેળવણીના અભાવથી આપણા કુટુંબમાં જે અનિષ્ટ રોજ
બનેછે, અને જેથી બાળકનાં કોમળ મન તથા સરળ અંતઃક-
રણ હમેશાંને માટે મલિન થાયછે, તે અટકાવવામાટે જેટલી
વધારે ચર્ચા થાય અને આપણે જેટલું એ વિષય સંબંધી
સારી પેઠે સમજીએ તેટલું સારૂં પરિણામ નીપજશે. બે
ચાર વાતોથીજ આ મ્હોટો વિષય પૂરો થશે નહિ. માએ
જે કહ્યું હતું તે કેવળ મ્હને માણુસાઈમાં આણવા માટે
અવલંબન કરેલા ઉપાયમાંથી થોડાક હતા. મ્હને માણ-
સાઇમાં લાવવામાટે જે ઉપાય માએ સોધ્યા હતા અને
જે ઉપાયથી હું આજે આવું જીવન ગાળુંછું એ અનુકરણ
કરવાનો વિષય થઇ શકેછે, પરંતુ તે જેટલો જોઈએ તેટલો
નથી, કારણ કે મ્હારા જેવો માણસ જન-મંડળનેમાટે
ગૌરવની વસ્તુ નથી. કેળવણીના ગુણથી મ્હેં કંઈક મનુ-

**ષ્યત્વ** મેળવ્યું છે, જેના દ્વારા જનમંડળનો કંઈ અપકાર થતો નથી, પરંતુ જનમંડળની આગળ એ શું ઘણું છે? ખરી રીતે કહેતાં આવી અવસ્થાને ઉન્નતિ કહી શકાતી નથી. "હું ખરાબ કામ કરતો નથી" એ શું કંઈ એક ગૌરવનો વિષય છે? મનુષ્ય થઈને પશુનાં જેવાં કામ કરતો નથી એ શું પ્રશંસાનો વિષય, એ પ્રશંસા શાની?"

સરળાએ પૂછ્યું:–" ખરાબ કામ કર્યાથી મનુષ્ય જ્યારે નિંદાને પાત્ર થાયછે, ત્યારે તેનાથી છેટ રહીને જે મનુષ્ય જીવનનાં કાર્ય કરેછે તે તો અવશ્ય પ્રશંસાને પાત્ર હોવો જોઇએ. તેમાં મનુષ્યત્વનું ગૌરવ કેમ થવું ન જોઇએ?"

સુબોધચંદ્રે કહ્યું:–ખરાબ કામ નહિ કરવાં અને મનુષ્યત્વ મેળવવું એ બન્નેમાં ઘણો ભેદ છે, કોઇ ખરાબકામમાં સામેલ નહિ થતાં સારા માણસની પેઠે જીવન ગાળવું એ એક પ્રકાર, અને જ્ઞાન યત્નથી જીવનભંડારને પૂર્ણ કર્યા પછી તેમાંથી એક એક તલ ખર્ચીને જનમંડળની શોભા વધારવી અને પોતાના આત્માનું કલ્યાણ કરવું એ બીજી વસ્તુ છે. મ્હારા જેવા માણસની કેળવણી ચરિત્ર તથા જીવનમાં એવું કંઇજ નથી કે જેના પરિણામમાં છેલ્લા કહેલા ગુણ હોય, તેથીજ કહેતો હતો કે એ જેટલું જોઇએ તેટલું નથી; એવું કંઇ જોઇએ કે મનુષ્યનું મન પોતાને લાભવાન સમજે. ગમે તેમ હો, હું હવે પછી એ બધું ક્રમે ક્રમે કહેવા ઇચ્છુંછું."

સરળાએ કહ્યું:–" ગયે રવિવારે સાસુજી બેઠાં હતાં તેથી મ્હેં ઘણીક વાતો સારીપેઠે પૂછી નહોતી. તે દિવસે એક અંગ્રેજી પુસ્તકમાંથી કહ્યું હતું કે "ન્હાના છોકરા જે જુવેછે, સાંભળેછે, તથા મેળવેછે તેને મ્હોમાં નાખીને અંતે મ્હોટાં મ્હોટાં કામમાં આણેછે." એનો અર્થ શો? હું તે દિવસે સારી પેઠે સમજી નહોતી."

સુબોધચંદ્રે જવાબમાં કહ્યું:–" એક ઉત્તમ ફુલ બાળકની પાસે ધરિયે, અથવા વાજું વગાડીએ, કિંવા ગાયન ગાઇયે, તો તે આશ્ચર્ય પામીને જુએછે અને સાંભળેછે તે તો આપણે જોઇએછિયે. બાળકને ઉંઘાડવાને માટે ગાયન ગાવાં એ સર્વ દેશની રીતિ છે. તે કરવાની મતલબ એ છે કે, બાલ્યકાળે બાળકો ઘણી આતુરતાથી પૃથ્વીની સઘળી વસ્તુનું જ્ઞાન ઉપાર્જન કરવાની જિજ્ઞાસા દેખાડેછે. સારા ભાગ્યે જે બાળકની આ જિજ્ઞાસા માબાપ તથા સગાંવહાલાંના ગુણથી, પ્રજ્વલિત અગ્નિની શિખાપ્રમાણે દિવસે દિવસે વધેછે તેઓ હમેશાં કુદરતના ખોળામાં રમતાં ફરેછે; તે છોકરાં બગીચાનાં ફુલ, આકાશનો ચંદ્રમા, તથા નક્ષત્રમંડળ અને સૂર્યનાં કિરણ જોઇને આશ્ચર્ય પામેછે અને તેનાં તત્વનિર્ણય કરવામાં આતુર રહેછે. આ પૃથ્વી તથા અનંત વિશ્વરાજ્ય તેની નિત્ય કેળવણીની વસ્તુ થાયછે; આવું થયું છે તેથીજ આજ પૃથ્વી **ન્યૂટનના ગ્યાલીલીઓના આર્યભટ** તથા **મિહિર**ના નામથી આટલી ગૌર-

વાન્વિત થઇ છે. ઉપર લખેલા મહાત્માઓએ કુદરતને ખોળે કેળવણી મેળવીને કુદરતના ભરેલા ઓરડામાંનાં અમૂલ્ય રત્નો શોધી કાઢ્યાંછે. બાલ્યકાળની જ્ઞાનની તરસેજ એઓને ઉત્તર કાળે જનમંડળમાં પ્રતિષ્ઠાને પાત્ર કર્યા હતા. હવે સમજી?"

સરળાએ કહ્યું:–આ વેળાએ સારીપેઠે સમજી. હવે બાળકને ઉછેરવા સંબંધી જે કંઇ કહેવાનું હોય તે કહો."

સુબોધચંદ્રે કહ્યું:–" કહેવાનું તો ઘણું છે, સર્વવાત એક વેળાએ યાદ આવતી નથી, વાતો કરતાં કરતાં જેમ યાદ આવશે તેમ ત્હને કહેતો જઈશ હમણાં બે વિષય સંબંધી કહેવું જોઈએ. આપણા દેશમાં ન્હાના બાળકોને માબાપો કહેછે કે "બેટા! ધ્યાન લગાડીને વાંચતાં લખતાં શિખ નહિતો શું ખાઈશ! પાંચ રૂપીઆ કમાઈશ નહિ તો ખાવાનું ક્યાંથી મેળવીશ?" "ઉન્નત ચરિત્ર કરવું, જ્ઞાનની મનોહર જ્યોતિ મેળવવી, ધર્મ અને નીતિના મજબુત પથ્થરથી જીવન-સ્તંભ સ્થાપવો," એને બદલે પૈસા કમાવવા એજ મનુષ્યના જીવનનું સર્વથી મ્હોટું સાર્થક છે એવી કુશિક્ષાનું ઝેરી બીજ બાળકના કોમળ મનમાં વાવીને આપણે આપણા દેશની ખરાબી કરિએ છિયે. શિક્ષિત માણસ પૈસા કમાઇને નિર્વાહ કરશે તેમાં સંદેહશો છે! તો કેમ તેની કેળવણીની શરૂઆતમાં પૈસા કમાવાની ખોટી ચિંતાનો તેના ત્હ્દયમાં પ્રવેશ કરાવવો જોઇએ! આપ-

ણા દેશમાં જેઓ કેળવણી પામેલા વર્ગમાં ખપેછે તેઓએ કેળવણીના ગુણથી જે ઉન્નતિ મેળવી છે, તે કરતાં જો, વિદ્યા, દ્રવ્ય કમાવા માટે છે એમ તેઓને નહિ સમજાવતાં જ્ઞાન મેળવવામાટે વિદ્યા શિખવાની જરૂર છે એ વાત આપણે તેઓની સમક્ષ ધરી હોત તો, તેઓ શું વધારે ઉન્નત પદ્ધીમાં ચઢત નહિ ? તેઓ મનુષ્ય જીવનના અતિ ઉચ્ચ અને ગભીર ધર્મ અનુભવ કરીને તે બજાવવા માટે હમેશાં વિચારમાં રહેત તેમાં કંઈ સંદેહ જણાતો નથી; એ માટે મ્હારી વિનંતિ છે કે છોકરાં કહિપણ જાણે નહિ કે પૈસા કમાવવા માટે માબાપ આટલી ન્હાની ઉમ્મરથી મ્હને શિખવવાની તજવીજ કરેછે. બીજી વાત એ છે કે સ્નેહ તથા શુભેચ્છા વગરનું કઠોર શાસન કોમળ મતિના બાળકને ઘણું નુકશાન કારક છે, તે વિશે ત્હને આગળ કહ્યું હતું. બાળકને શિક્ષા કરવાની જરૂર પડે તો તે વેળાએ પણ અંતરની સ્નેહ મમતાથીજ તેને શિક્ષા કરવી જોઇએ; પરંતુ તેમ કરતાં ઘણું કરીને આપણે આપણો ધર્મ વિસરી જઇએ છિએ; એમ થવાથી આપણી શિક્ષા ઘણીજ કઠોર થઈ જાયછે; એવું કદી પણ થવું ન જોઈએ. અહિં એક બીજી વિશેષ વાત કહેવાની જરૂર જોઉંછું. તે વાત આ છે:—આવી અવસ્થામાં સામાન્ય અપરાધને માટે ભારે સજા કરીને પછી મ્હોટો અપરાધ કરે તો અપરાધી જણાવા છતાં તે નહિ ગણકારવું એ પણ નુકશાન કારકછે;

આમ કર્યાથી પાપાચારમાં પડવું બાળકને ધીરે ધીરે સેહેલું જણાયછે. એટલા માટે શિક્ષા કરતી વેળાએ, સ્થાન તથા કારણ વિશેષ રૂપથી નિર્ણય કરવાં એ બુદ્ધિમાન માબાપનું કર્ત્તવ્ય છે."

સુબોધચંદ્રે સરળાને જરા ચિંતિત તથા ખેદવાળી જોઇને કહ્યું:–"ત્હારે નિરાશ થવાનું કંઇ કારણ નથી. આપણે આશાપૂર્ણ અંતરથી હમેશાં કામ કરીશું; જે કંઇ કર્તવ્ય સમજીસું, તેનુંજ અનુસરણ કરીશું; બીજા કયા ઉપાય અવલંબન કર્યાથી, કિયાં કિયાં પુસ્તક વાંચ્યાથી આ વિષયનું બોહોળું જ્ઞાન મેળવી શકાશે તેની શોધમાં તથા તે કામમાં આણવાને અંતઃકરણપૂર્વક યત્ન કરીશું. આપણે જો સર્વદા એ વિષય ઉપર વિચાર કરીશું, અને આપણા અંતરમાં જો આતુરતા હશે તો ઇશ્વર કૃપાથી આપણે અવશ્ય પાર પડીશું."

સરળાએ કહ્યું:–" આજે હજીસૂધી કામની વાત જેટલી જોઇએ તેટલી થઇ નથી. એવું કંઇ કહો કે **સંતાન-પાલનના** સંબંધમાં ઘણુંજ ઉપયોગી થાય."

સુબોધચંદ્રે ઉત્તરમાં કહ્યું:–" કેમ? મ્હેં બે ત્રણ વાત કહી હતી તે તો, ઘણીજ જરૂરની હતી."

સરળાએ કહ્યું:–" કંઇજ વાત કહી નથી એવું હું કેહતી નથી; મ્હારા મનનો ભાવ એ છે કે તેનાથી વધારે બીજું જાણું."

સુબોધચંદ્ર બોલ્યોઃ–"ત્યારે તો તેમજ કહેની, વારૂં ઠીક છે; હું પેલા અંગ્રેજ દાર્શનિક પંડિતના **કેળવણી** વિષયના પુસ્તકમાંથી કેટલાક ઘણા સેહેલા ઉપાય ત્હને કહુંછું તે તું સ્મરણ રાખજે, તેથી વિશેષ ફળ લાભ થશે. ધારો, કે છોકરો બારીએથી કે દાદરેથી પડીને જખમી થયો; અથવા છરીથી હાથ કપાયાથી ત્હેને લોહી નીકળ્યું; અથવા કોઇની સાથે રમતાં પોતાનું ઘણુંજ વ્હાલું રમકડું ભાંગી ગયું; આવી અવસ્થામાં ત્હેને મારવાની શી જરૂર?"

સરળાએ જવાબ દીધોઃ–"જે છોકરો અસાવધાન રહેવાથી પડે અથવા હાથ કાપીને પોતાના શરીરમાં જખમ લગાડે, અથવા લોહી કાઢીને માબાપને ક્લેશ આપે, ત્હેને કોઇ કોઇ વખતે વધારે દુઃખકારક અકસ્માત બન્યાથી ઔષધમાટે પૈસા ખર્ચ કરીને સારો કરવો પડેછે, તેનાં રમકડાં ખોઇ નાંખ્યાથી પાછાં વેચાતાં લેવાં પડછે, એ સર્વ કારણથી માબાપ વિરક્ત થઇ પોતાનાં છોકરાંને માર મારેછે."

સુબોધચંદ્રે કહ્યુંઃ–"આ શું સેહેલો તથા સ્વાભાવિક ઉપાય છે?"

સરળાએ ઉત્તરમાં કહ્યુંઃ–"આવી અવસ્થામાં માબાપ નહિ મારતાં બીજું શું કરે?"

સુબોધચંદ્રે કહ્યુંઃ–"કેમ બીજો કંઇ ઉપાય નથી? ધારો કે એક છોકરો ઘણા અસાવધાનપણાથી દોડતાં દોડતાં પડી ગયો અને ત્હેના પગમાં મ્હોટો જખમ લાગ્યો તેથી

બે ત્રણ માણસોએ તેને ઉચકીને ઘરમાં આણ્યો. જ્ઞાન-વાન મનુષ્ય ત્હેની અસાવધાનતાની જેટલી જોઇએ તેટલી સજા થઇ છે એમ સમજીનેજ શાન્ત થાયછે, અને શો ઉપાય કર્યાથી તે છોકરો જલદી દુઃખથી મુક્ત થાય તેનો બં-દોબસ્ત કરવામાં યત્નવાન થાયછે. આ સંબંધમાં સેહેલી તથા સ્વાભાવિક રીતે માબાપે સમજવાનું એ છે કે, કોઈ અન્યાય કાર્ય કર્યાથી, અથવા કાંઇ ભુલ કર્યાથી ત્હેનું ફળ ત્હેની સાથેજ મળેછે, અને બાળક પોતાની મેળેજ આ જ્ઞાન મેળવીને સાવધાન થતાં શીખેછે."

સરળાએ પૂછ્યું–"જ્યારે બાળકનાં કામ નજીવાં તથા સામાન્ય નહિ થતાં મ્હોટાં થાય ત્યારે શું કરવું જોઇએ? ધારો કે બાળક દીવામાં એક કાગળનો કટકો સળગાવવા ગયો અને આપણે શિક્ષા કરી ન અટકાવ્યાથી એકદમ બ-ળી ગયો. એવી જગાએ શિક્ષણ એકીવારે પ્રાણઘાતક જેવું થશે નહિ?"

સુબોધચંદ્રે કહ્યું:–"આવી અવસ્થામાં તેને તિરસ્કાર અથવા પ્રહાર નહિ કરતાં તે કાગળનો કટકો અથવા જે કંઇ નજીવી વસ્તુ બાળવાને તે તૈયાર થયો હોય તે ત્હેને બાળવા દેવી જોઇએ; કેવળ આપણે છેટેથી તેના ઉપર નજર રાખવી જોઇએ કે એવું કંઇ ન કરી બેસે કે જેથી ત્હેના શરીરને હાનિ પોહોચે. હું મ્હારા એક મિત્રના છોકરાનું ઘણુંજ ભલું ચાહતો હતો; તે સર્વદા દીવાની પા-

સે જઇને મ્હને પૂછતો હતો કે "આ શું છે?" મ્હેં ત્હેનું આશ્ચર્ય પૂર્ણ કરવામાટે, અગ્નિની પ્રકૃતિ સમજાવવાનો લાગ મળ્યાથી તેને કહ્યું 'તું કહે એ શું છે? પાસેજા, હાથ મૂકીને જો, એ શું છે?' મ્હેં દીવાની જ્યોત ઉપર આગળી ધરીને ત્હેને આવીરીતે કરવાને કહ્યું; તેણે દીવાની પાસે જઈને ત્હેના ઉપર હાથ મૂકયો; તેથી ત્હેને ગરમાઇ લાગી; ગરમાઇ લાગતાંજ તે રોઇ પડયો; મ્હેં પાછો દીવાની જ્યોત ઉપર હાથ મૂકયો; બાળકે મ્હને તેમ કરતાં જોઈને આંખમાંનાં આંસુ બંધ કરીને પાછો હાથ મૂકયો; ત્હેને પાછું ઉનુ લાગ્યું તેથી તે ફરી રોયો; મ્હેં ફરી હાથ મૂકયો; તે આશ્ચર્ય થઇને જોવા લાગ્યો, પરંતુ તેણે ફરીથી તે દીવાની જ્યોતિ ઉપર હાથ ધર્યો નહિ; તે છેટેથી કેવળ આખાં ભાગાં મીઠાં વચનથી કહેવા લાગ્યો "પાછું કરો, પાછું કરો," મ્હેં કહ્યું: 'ભાઇ તું કર'! પણ તે ફરી દીવાની પાસે આવ્યોજ નહિ, કેવી સેહેલાઇથી તે સાવધાન થવા શીખ્યો તે જોયું કે? કેળવણીની રીત સહજ છે. એમાં તેને નથી ધમકી આપવી પડતી, નથી તેનું કલેજુ ચમકાવું પડતું; નથી તેના સરળ મનમાં અશાંતિ કરવી પડતી; ત્હેને દીવાની જ્યોતની પાસેથી દૂર રાખવાનો આ શું સેહેલો ઉપાય નહિ કહેવાય?"

સરળાએ પૂછ્યું:-ઠીક, છોકરો જો કોઇને ઘેરથી કહ્યાવિના કંઇ વસ્તુ લઇ આવે અને ત્હેને પૂછયાથી જો ખોટું કહીને પોતાનો દોષ છુપાવે તો બાળકનું એ કામ ઘણુંજ

દોષવાળું થઇ પડેછે; આવી અવસ્થામાં શું કરો ?"

સુબોધચંદ્રે કહ્યું:–"મ્હેં મ્હારા મિત્રની પાસેથી સાંભળ્યું છે કે " એક ગૃહસ્થ પોતાના કુટુંબના માણસોને સાથે લઈને પોતાના મિત્રને ત્યાં ગયો હતો, ત્યાં બે ત્રણ દિવસ રહીને જ્યારે પાછો પોતાને ઘેર આવ્યો ત્યારે પોતાનો એક ન્હાનો છોકરો પેલા મિત્રના ઘરમાંથી વગર કહે કેટલાંક રમકડાં લાવેલો હતો, તે ત્હેણે જોયાં, ત્હેના વિશે બાળકને પૂછયાથી બાળકે જવાબ આપ્યો કે તેઓએ મ્હને આ રમકડાં આપ્યાં છે. તે વિશે બીજું કંઇ નહિ કહેતાં તેણે પોતાના મિત્રને પત્ર લખીને ખબર મંગાવી. ત્યાંથી લખાઇ આવ્યું કે "ત્હમે ગયા પછી રમકડાંની ખોળ કરી, પરંતુ તે મલતાં નથી; અમે તે કોઇને પણ આપ્યાં નથી," આ ખબર જાણી તેણે પોતાના છોકરાને બોલાવીને કહ્યું કે " ત્યાંથી ખબર આવી છે કે રમકડાં ત્હને આપવામાં આવ્યાં નથી; તું એ રમકડાં લઇને ત્હેને ઘેર જા અને તેના હાથમાં આપીને ઘરનાં સઘલાં માણસોની પાસેથી ક્ષમા માગીને તેનો એક પત્ર લાવ." બાળક જવાને રાજી થયો નહિ. ઘણીક રીતે પિતાએ પુત્રને સમજાવીને મોકલ્યો. ત્યારે પુત્રે તેને ઘેરે જઈને સજ નયનથી તે રમકડાં પેલા ગૃહસ્થની સમક્ષ મૂકીને ક્ષમા માગી; તેઓએ તેને ક્ષમા કરીને એક પત્ર આપીને વિદાય કર્યો."

સરળાએ પૂછયું:—" છોકરો જો ન્હાનો હોય તો શું કરવું?"

સુબોધચંદ્રે કહ્યું:—" તેમ હોય તો પિતાએ પુત્રને લઇ જવો, અને યથાસ્થાને પુત્રને તેના કાર્યના ગુણ દોષ સમજાવવા બને ત્યાંસૂધી યત્ન કરવો, અને તેના દ્વારા ક્ષમા મંગાવવી, જો છોકરો જોય કે પોતાના અન્યાય કામને આશ્રય મળતો નથી, ત્યારેજ તેઓ સુધરેછે, અને તેથી થોડી મુદતમાં કુશિક્ષા જતી રહેછે. મતલબ કે સેહેલા ઉપાય પકડવા માટે વિચાર કરવો જોઈએ. આપણે એ સંબંધી વિચાર કરતા નથી."

સરળાએ કહ્યું:—" ત્હમે જે ઉપાયો બતાવ્યા તે સઘળા સેહેલા તથા સદુપાય જણાય છે પરંતુ કેટલા થોડા આ વિશે વિચાર કરતા હશે?"

સુબોધચંદ્રે કહ્યું:—" લોકો જેટલાં જોઇએ તેટલો બાળકના સંબંધમાં વિચાર કરતા નથી, એજ દુઃખનો વિષય છે. ધમકીથી ન્હાના છોકરાંની કેવી હાનિ થાયછે, તે જો લોકો જાણતા હોત તો શું તેઓ જરા જરામાં બાળકને ધમકાવત તથા મારત?"

સરળાએ પૂછયું:—" ધમકીથી તથા એક ધોલ મારવાથી બાળકની શી હાનિ થાયછે તે મ્હને કહો?"

સુબોધચંદ્રે જવાબમાં કહ્યું:—" ત્હેના મનનો ઉત્સાહ તથા તેજ શુષ્ક થઇ જાયછે અને તેની સાથે આળસ તથા

બ્હીક આવેછે, વારંવાર આમ થવાથી બાળક ધીરે ધીરે જડ થતું જાય છે તથા તેનું **મનુષ્યત્વ** ઘણુંક લુપ્ત થઈ જાયછે. પરીક્ષા કરીને શું જોયું નથી કે ત્હારા અથવા મ્હારા જીવનમાં કંઇ ધારેલું કામ કરવા જતાં અડચણ પડેતો અન્તરમાં કેવો કલેશ જણાયછે, જ્યારે આપણા પરિપકવ મનને અડચણ રૂપી તરંગમાં પડ્યાથી પગલે પગલે હાનિ થાયછે, ત્યારે કોમલમતિ બાલકનું કુમલુ મન ગ્રીષ્મ ઋતુની ગરમીથી ઝાડનાં કુમલાં પાદડાં કરમાઇ જાય છે તેમ કરમાય એમાંશું આશ્ચર્ય? પરાધીનતાથી મનુષ્યત્વનો લોપ થાયછે. આ સત્ય જેમ વૃદ્ધને લાગુ પડેછે તેમ બાળકને પણ—જેમ એક વર્ગને માટે છે તેમ ઘરના પ્રતિપાળિત બાળકને માટે પણ છે."

સરળાએ પૂછ્યું:–"ત્યારે શું બાલકની જેમ ઈચ્છા થાય તેમજ કરવા દેવું, તેના ઉપર કંઈ ધાક રાખવો નહિ?"

સુબોધચંદ્રે ઉત્તરમાં કહ્યું:–" બાળકની ઇચ્છા થાય તેમ કરવા દેવું એ જેમ ઠીક છે, તેમ વળી બાલકને ધાકમાં રાખવાની પણ જરૂરછે."

સરળાએ પૂછ્યું:–" સારૂં, તે કેમ થાય? ઈચ્છા પ્રમાણે ચાલે તેને આપણા ધાકમાં રાખવો એ શું કદી બને? એ બે પરસ્પર વિરોધી છે."

સુબોધચંદ્રે પૂછ્યું:–" તું ધાકમાં રાખવાનો અર્થ શું સમજેછે?"

સરળાએ જવાબમાં કહ્યું:–" બાળકને સ્વચ્છંદે ચાલતાં મનમાં ભયનો આભાસ રેહે એમ કરવું, આપણી ઇચ્છા પ્રમાણે ચલાવવાની કોશેશ કરવી; ઈચ્છા પ્રમાણે ન ચાલે તો તેને આપણી ઈચ્છા અથવા નિયમને તાબે રહેવાની ફરજ પાડવી એનું નામ **ધાક** છે."

સુબોધચંદ્રે કહ્યું:–" ઘણુંજ સારૂં. હવે જો તું અને હું પોતપોતાની સ્વતંત્રતા રાખીને પરસ્પરની ઇચ્છા પ્રમાણે કાર્ય કરીએ છિયે કે નહિ? મને એવા ઘણાક બનાવો યાદ છે. કે જેમાં મ્હેં ત્હારી સ્વાધીન ઇચ્છાને કાયમ રાખીને પણ મ્હારી ઈચ્છા પ્રમાણે કાર્ય કરી લીધુંછે. તે વેળા તું એવું સમજી શકી નહોતી કે મ્હેં કળથી કૌસલથી, અથવા બલાત્કારે તારી પાસે મ્હારૂં ધારેલું કાર્ય કરાવ્યું છે. કહે જોઇએ, મનુષ્યના હૃદયમાં એવી કેઇ વસ્તુ હોવાથી એક માણસ પોતાની સ્વતંત્રતાની રક્ષા કરીને બીજાની તાબેદારી કરી શકે, અને આવી તાબેદારી કર્યાથી ઉપકાર વિના એક તલમાત્ર પણ અપકાર થાય નહિ?"

સરળાએ કહ્યું:–" હવે હું સમજી, ત્હમે વાતેવાતે મ્હને એવા એક સ્થાનમાં લાવ્યાછો કે તેની ચારે બાજુએ ભલું ઇચ્છવું છે, સ્નેહ છે, પ્રીતિછે!"

સુબોધચંદ્રે કહ્યું:–" થોડો સ્નેહ નહિ, પણ ઉંડો સ્નેહ—ગાઢી પ્રીતિ હોય તોજ એક માણસ પોતાની મેળે બીજાને પોતાનો કરી લેછે, અને એવી વેળાએ

પ્રેમરાજ્યમાં એવું કંઇ કાર્ય નથી કે જે તે કરાવી શકતો નથી. જોતી નથી કે જે માણસ બાળકને નચાવેછે, હસાવેછે, લાડ લડાવેછે, તેને જોતાંજ બાળક હસતો હસતો કેટલો આતુર થાયછે, અને તેના ખો-ળામાં આવવા માટે હાથ પસારીને કેવી તેની આવ-વાની વાટ જુએછે! જેવીરીતે બાળકો પ્રીતિવડે આધી-ન થાય છે તેવી રીતે બીજા કશાથી થતા નથી. હવે છેલું આટલુંજ કહુંછું કે—બાળકને પોતાની ઈચ્છા પ્રમાણે છોડી મૂકવાં, પરંતુ આપણી આંખ સર્વદા તેના ઉપર રાખવી–એવી રીતથી તેના ઉપર નજર રાખવી કે તે સમઝે નહિ કે મ્હારી ઉપર નજર રાખેછે, આ-પણી મુખાકૃતિ એવી રહેવી જોઇએ કે તેઓ જ્યારે આ-પણા ભણી જુએ ત્યારે એવુંજ સમજે કે સ્નેહ, મમતા અને શુભેચ્છાનો પ્રબળ પ્રવાહ આપણી તરફથી વહેતો વહેતો તેઓને ડુબાવી દેછે. એવો સંબંધ તથા સગપણ સ્થાપવાથી. જ્યારે જે કંઈ કહીશું, તેને પ્રસન્ન મનથી અનુસરવામાં તેઓ યત્નશીલ થશે, તેનાથી તેની કંઇ પણ હાનિ થશે નહિ, ત્હેના મનુષ્યત્વની વૃદ્ધિ થશે ન્યૂનતા થશે નહિ."

સરળા બોલી:–"હું હવે સમજી કે સ્નેહ, મમતા અને પ્રેમનાં શાસનજ ખરાં શાસન છે. એથીજ માણસ માણસને સારે માર્ગે ચલાવી શકેછે."

સુબોધચંદ્રે કહ્યું:-" આમ ધાકમાં રાખીને ન્હાનાં બાળકોને **માણસાઇ**માં આણવાં હોય તો, સર્વેથી પેહેલાં પોતાને "સુશાસનમાં આણવાની જરૂર છે. જેઓ જરાજરામાં વિરક્ત થાયછે, ક્રોધથી આંધળા જેવા બને છે, અભિમાને અને અહંકારે જેઓના મગજમાં પ્રવેશ કર્યોછે, તેઓને સુપ્રકૃતિવાળાં થવું હોય, સંયતચિત્ત તથા વિવેકી થવું હોય તો રીતસર કેળવણી લેવાની તથા સાવધાનતા રાખવાની જરૂર છે, ઉપદેશ લેવાની આવશ્યકતા છે."

સરળાએ કહ્યું:-" ત્હમે કોઇ કોઇ જગાએ એવી ઉંડી ફરજની વાત કરોછો કે તે સાંભળ્યાથી મ્હને કંઇ આશા કે ભરૂંસો રહેતો નથી; હું ઝટ લઇને નિરાશ થઈ જાઉંછું; ત્હમે મ્હને નિરાશ કરશો નહિ."

સુબોધચંદ્ર બોલ્યો:-" હું શું ત્હને જાણી જોઇને નિરાશ કરૂંછું? ત્હને બાળકના ઉછેરવા સંબંધી કહેતાં કહેતાં હું પોતે નિરાશ થઈ જાઉંછું. ધારો કે તું રસોઈ વગેરે કામમાં લાગેલી હોય; બીજી પાસ, મ્હારો ઑફિસે જવાનો વખત થવા આવ્યો હોય તેથી હું ત્હારી પાસે જલદીથી ખાવાનું માગતો હોઉં; આમ ધોબી કપડાં લેવાં આવ્યો હોય; એક તરફ ભિખારી ભિખ માગતો હોય; અને બાળક મા ભૂખ લાગીછે, મા ભૂખ લાગી," એવું કહીને લુગડું ખેંચતો હોય, અથવા એક સારી વસ્તુ મળ્યાથી તૃપ્ત મનથી ત્હને 'મા, આ જો, રમકડું જોતો ખરી! કેવું

સારૂં છે,' એમ વારંવાર કહીને પજવતો હોય એવી વખતે ઘણું કરીને માતા શું કરેછે? આ બધા વિવિધ પ્રકારના કર્તવ્યસંબંધી એકી વખતનું બોલવું સાંભળી ગૃહિણીની ધીરજ જતી રહે, અને ક્રોધાયમાન થઇને પેલા નિરપરાધી બાળકની કુમળી પીઠ ઉપર સર્વ ક્રોધનો ખાર ઉતારેછે. એવી અવસ્થામાં ચિત્તનો પ્રશાંત ભાવ સ્થિર રાખીને હસ્તે મુખે બાળકને ખાવા આપવું, અથવા તેના આશ્ચર્ય ભરેલાં મ્હોં સામું જોઈને તેની વાતનો જવાબ આપવો એ વિશેષે કરીને કરવા યોગ્ય છે. પરંતુ એ કંઈ સેહેલાઇથી થઈ શકતું નથી. માટે આ જગાએ કહુંછું કે **આ** થવું એ કંઇ સેહેલી વાત નથી. **ઘણી કેલવણી—ઘણી તૈયારી** કરવાની જરૂર છે;

## પ્રકરણ ૫ મું.

આ પ્રમાણે વાતચીત તથા ચર્ચા કરતાં કરતાં પ્રાય એક મહિનો નિકળી ગયો. ઘણી વખતે એમ બનતું હતું કે સાત આઠ દિવસે પણ સુબોધચંદ્ર અને સરળાને એકત્ર થઇને આ મહાન્ વિષય ઉપર વિચાર કરવાનો અવકાશ મળતો નહિ. વાતચીતથી આ વિષયનું જ્ઞાન મેળવવાનો અવકાશ ઘણોજ થોડો હતો. સુબોધચંદ્રને નાતાલની છુટી મળી હતી તેથી સરળાને ઘણોજ આનંદ થયો હતો. ક્ષુદ્ર પ્રાણ આનંદથી ઉભરાઇ જતો હતો; હૃદય, મન, નિરંતર

તે કલ્પનાના માર્ગ ઉપર દોડતું હતું, સરળા કઠોર વ્રત ધારણ કરીને જે માર્ગ ઉપર આગળ વધ્યાથી, સુસંતાન મેળવીને પોતે તથા પોતાના વંશનું મુખ ઉજ્વલ કરી શકે, અને મનુષ્યના જન્મનું સાર્થક થાય તેના વિચારમાં નિમગ્ન થઇ હતી. આજ સરળા ઓરડામાં હસતી હસતી આવીને બોલી, હવે આ જન્મમાં બીજે કયાંઇ જશો નહિ, મ્હને **છોકરાના પાલન** વિષે જે કંઇ બાકી હોય તે સર્વ કહો તે હું સમજવાનો યત્ન કરીશ.

સુબોધચંદ્રે કહ્યું:–"મ્હેં ત્હને આગળ ઘણીક વાત કહીછે, પરંતુ એક ઘણી જરૂરની વાત વિસરી ગયોછું, તે આજ ત્હને કહી સંભળાવીશ, તેથી તું જાણીશ કે માબાપની મૂર્ખાઇથી આ સંસાર કેવું ભયાનક દુ:ખ તથા દુર્દશાનું સ્થળ બનેછે.

સરળાએ પ્રતિઉત્તર કર્યો:—"હરેક બાબતનો ત્હમે આરંભ કરતાં પેહેલાં એવી રીતે બોલોછો કે મનમાંથી સર્વ ચિંતા એકીવારે જતી રહેછે, અને ત્હમારી વાત સાંભળવા-માટે મન ઘણુંજ આતુર થાયછે, ત્હમે જે કહેવાના હો તે જલદી કહો, સાંભળવામાટે હું ઘણી અધીરી થઈ છું."

સુબોધચંદ્ર બોલ્યો:–"લોકો વિચાર કરતા નથી કે શરીર સ્થિતિ કેવી હોય તો છોકરાં ઉત્પાદન કરવા જોઈએ. છોકરાં ઉત્પાદનના સંબંધમાં લોકો પોતાનું કર્ત્તવ્ય સમજતા હોત તો આજ સંસારમાં વિકલાંગ તથા ચીર રોગી માણસો જોઇએ છીએ તે જોવામાં આવત નહિ.

એવા મનુષ્યોએ જન્મ લઇને સંસારના દુઃખકષ્ટનો પ્રવાહ ઘણોજ વધારી મૂકયો છે તેને માટે કોણ જુમેદાર છે? તે ધર્મજ્ઞાન વગરના તથા અવિવેકી માબાપ તેને માટે જુમેદાર છે, કારણકે તેવા માબાપના દ્વારાએ તે હતભાગ્ય માણસોએ જન્મ લીધો હોયછે."

સરળાએ પૂછયુંઃ–"ત્યારે ત્હમે શું એવું કહેવા માગોછો કે તેવા માણસોએ વિવાહ કરવો ઉચિત નથી?"

સુબોધચંદ્રે ઉત્તરમાં કહ્યુંઃ–" તેમાં વળી શું સંદેહ? એક ઇંદ્રિય વિજ્ઞાનવેત્તા લખે છે કે માબાપની અવ્યવસ્થિત મનની અવસ્થામાં એક છોકરાનો જીવન–સંચાર થાય તો તે હતભાગ્ય સંતાન જન્મે ત્યારથીજ ઉન્માદના રોગમાં ફસાઇ પડેલો હોયછે. જ્યારે તેવાં સંતાન છ વર્ષનાં થાયછે, ત્યારે પણ તેઓ પોતાની માને અથવા બીજા કોઇને પણ ઓળખતા નથી, અથવા મનનો કોઈ પણ ભાવ દર્શાવી શકતા નથી, કેવળ ભૂખની વેળાએ અસ્પષ્ટ શબ્દથી મનનો ભાવ પ્રકાશ કરેછે. કેટલાંક દૃષ્ટાંતથી એમ સાબેત થયું છે ને થાયછે. વળી એક પ્રતિષ્ઠિત ગ્રંથકાર લખે છે કે એક વિદેશી પ્રખ્યાત ન્યાયાધિશ જે સમયે કુટુંબ સગાવાહાલાની સાથે એક આનંદોત્સવમાં સામેલ થઇને પોતાની સ્ત્રીના પ્રાણમાં સર્વ સારા ભાવ પ્રદીપ્ત કરતો હતો, પ્રફુલ્લતાના સ્રોતમાં પોતાની પ્રિયાને ડુબાવી દેવા પ્રયત્ન કરતો હતો, આ-

ધીંગ્યાધીરૂપી સર્વ વાદળાં દૂર ખસડીને સદ્‌ગુણ અને નીતિની ધારાથી મનને પરિતૃપ્ત કરતો હતો તે વેળાએ તેની ન્હાની છોકરીના જીવનનો સંચાર થયો. તે બાળાએ એવી તો સુંદર પ્રતિમા તથા પ્રકૃતિ મેળવી હતી કે તેનું વર્ણન સાંભળ્યાથીજ હર્ષ થાય છે. તે રોતી નહોતી, ગડબડ કરતી નહોતી, બેસાડી રાખ્યાથી તે ઘણીવાર સુધી એકલી બેસીને રમતી હતી, મ્હોં ઉપર સર્વદા પ્રફુલ્લ ભાવ જોવામાં આવતો હતો, છોકરીનો એવો સારો સ્વભાવ હતો કે તેને જોયાથીજ **સુપ્રકૃતિ**નું હાબેહુબ મૂર્તિમાન દર્શન થતું હતું. ઉપરના બે દાખલામાં કેટલી બધી પ્રતિકુળતા છે. સરળા હવે વિચાર કરીને જો શરીર અને મનની અવસ્થાને સંતાન ઉત્પાદક સાથે કેટલો નિકટ સંબંધ છે. આવો વિચાર નહિ કર્યાથીજ લોકોએ સંસારને અશાંતિનું સ્થળ કરી મુકયું-છે, અને એજ કારણથી સંસારને દુઃખરૂપી કહ્યો છે. એ વાસ્તેજ હું કહુંછું કે સ્ત્રી અથવા પુરૂષ રોગી હોય તો તેમણે કદી પણ વિવાહ કરવો ઉચિત નથી, કારણ કે તે વિવાહથી જે પ્રજા ઉત્પન્ન થશે તેનાથી સંસારનું શ્રેય ન થતાં ઘણીજ હાનિ થશે. પૃથ્વીનું અનિષ્ટ કરીને વિકલાંગ તથા રોગી સંતાન ઉત્પન્ન કરીને કલંકીત થવું એના જેવું બીજું દુર્ભાગ્ય શું. મૃત્યુના બિછાનામાં સૂઇને એક આદમી જોય કે મ્હારી પછવાડે જેઓ રહેલા છે, તેઓ સર્વદા પોતપોતાના ભાગ્યની નિંદા કરેછે, તો શું

મરવા પડેલાં માણસની મૃત્યુ-યાતના સેંકડે દરજ્જે વ-
ધશે નહિ? તનદુરોસ્ત અને બળવાન શરીરના; ધર્મે નિરત
તથા ચરિત્રવાન, સાધુસંતાનને પછવાડે મૂકી મૃત્યુને
આલિંગન કરવામાં અકથ્ય સુખ છે, એમાં ઉપરનાથી
વિપરીત અવસ્થા બને, છે તેમાં કંઇ આશ્ચર્ય નથી."

સરળાએ પૂછ્યું "તમારી કહેવાની મતલબ આવી છે કે
તનદુરોસ્ત શરીરના તથા સુપ્રકૃતિવાળા પુરૂષે તથા સ્ત્રીએ
વિવાહ કરવો જોઇએ."

સુબોધચંદ્રે કહ્યું:-"મ્હારી મતલબ એવીછે ખરી, એ શું
સ્વતઃસિદ્ધ સત્ય નથી? લોકો શું કરેછે? પોતાના છોકરાં
ગમે તેવાં હોય, તોપણ બીજાની પાસે તેમની ખરી અવસ્થા
છુપાવીને તેમનાં કરતાં સારાં છોકરાં સાથે સંબંધ કરવાની
કોશેશ કરેછે. આવું નહિ કરતાં જો માણસો પોતપોતાના
છોકરાંને યોગ્યરીતે **માણસાઇ**માં લાવવાનો યત્ન કરે તો
આ સંસારમાં ઘણું શ્રેય થાય, તેમાં કંઇ પણ સંદેહ નથી."

સરળાએ પૂછ્યું:-"ત્હમારા કહેવાની મતલબ એવી
જણાયછે કે માબાપનું શરીર તનદુરોસ્ત અને બળવાન
હોય, તેઓ શીખેલા હોય અથવા નહિ હોય, પણ તેઓની
પ્રકૃતિમાં **મનુષ્યજીવન**ના સાધારણ ગુણ હોવા જોઇએ.
આવોજ તમારો અભિપ્રાય છે."

સુબોધચંદ્રે કહ્યું "મ્હારા કહેવાની મતલબ તેનાથી
પણ વધારે ઉંડી છે, જેઓ તનદુરોસ્ત છોકરાંની ઇચ્છા રા-

ખતા હોય, તેઓએ **માબાપ થવાની આગમજ આત્મોન્નતિમાટે નિયમસર યત્ન કરવો જોઇએ.** આમ વારંવાર કહેવાની મતલબ એ છે કે એવા પુષ્કળ કુભાવ, કુશિક્ષા, અને દુરાચાર છે કે જે વંશપરંપરાથી કુટુમ્બમાં ચાલ્યા આવેછે. આગળ કહ્યું હતું કે જેમ રોગ પિતામાતાથી છોકરાંમાં ઉતરેછે, અને તનદુરોસ્ત શરીરના માબાપો જેમ બળવાન છોકરાંના ઉત્પાદક થાયછે, તેમ મનની ઉન્નતિ અથવા અવનતિનો ભાવ,કુટિલતા અથવા સરળતા, બુદ્ધિહીનતા તથા પ્રતિભા, વગેરે હ્રદય મનના ભાવ પણ છોકરાંના ચરિત્રમાં બરાબર પ્રતિફલિત થાયછે. કેવળ તેટલુંજ નહિ પણ એમ પણ બનેછે કે, માંબાપના મનના ક્ષણીક ભાવ પણ કોઇ કોઇ વખતે છોકરાંને હમેશના થઈ જવાનાં, અથવા સર્વ પ્રકારે મંગળદાયક પણ થઇ જાય!"

સરળાએ પૂછ્યું "એ વળી કેમ થાય! એક દિવસનો અથવા એક પળનો વિચાર અથવા મનનો ભાવ કેવીરીતે છોકરાંના સારા નરસાનું કારણ ભૂત થાય?"

સુબોધચંદ્રે જવાબ આપ્યો: "એક પ્રખ્યાત અંગ્રેજ ડાકટરે કહ્યુ છે કે, 'આવો નિર્ણય કરવાનાં ઘણાં કારણોછે. કેવળ માબાપના સ્વભાવ ચરિત્રના ઉપર છોકરાંનું સારૂં થવું એ આધાર રાખેછે એટલુંજ નહિ, પણ છોકરાંનાં જીવન સંચાર થવાની વેળાએ જેવી માબાપની અવસ્થા

હોય તેવા ગુણ ભવિષ્યમાં છોકરાં મેળવેછે.'* બીજા એક અંગ્રેજ દાર્શનિકે આ વિષયમાં કહ્યું છે કે, " છોકરાં સારાં નરસાં થવાં એ માબાપની પ્રકૃતિ ઉપર આધાર રાખેછે. એ વાત ખરી હોય તોપણ માબાપનો સ્વભાવ અને પ્રકૃતિ છોકરાંમાં આવેછે, આ સ્વતઃ સિદ્ધને ઘણું કરીને અપવાદ હોતો નથી. માના શરીર તથા મનથી જે દેહ અને મન બનેછે અને જે રક્તથી પુષ્ટ થાયછે, તેઓ માના સ્વભાવ ચરિત્રનો ભાગીદાર થશે નહિ એ વાત કદી પણ સંભવતી નથી. ખરી વાત એ છે કે, બાળક પોતાના શરીર તથા મનની સંપત્તિ, તેના અસ્તિત્વની સાથે, માબાપની પાસેથી મેળવેછે. ગમે તે તરફ વિચાર કરવામાં આવે તોપણ ગર્ભ સંચાર થવાની સાથે માબાપ પોતાના શરીર મનની સર્વ અવસ્થાનો ન્યૂનાધિક અંશ છોકરાંને આપેછે, તેમાં કંઈપણ સંદેહ જણાતો નથી., † "

સરળાએ કહ્યું:–" હાય ! ! ! ત્યારે તો મનુષ્ય ઇચ્છા કરે તો આ સંસારને નરકમાં ડુબાવી શકે ! વળી ઈચ્છા કરે તો એને દેવતાનું આલય કરી શકે ! ! ત્યારે તો મનુષ્યને સુખી થવાનો માર્ગ ઘણો સોહેલો છે. મનુષ્ય કેવળ પોતાના

---

* કારપેન્ટર કૃત મનુષ્ય ઈંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર પૃષ્ઠ ૯૦૫–૭૨૮.

† ઓ. એસ. ફાઉલર કૃત " લવ એન્ડ પેરેનટેજ એપ્લાઈડ ટુ ધી ઈમ્પ્રુવમેન્ટ ઓફ ઓફસ્પ્રીંગ—પૃષ્ઠ ૩૧.

દોષથીજ—પોતાની અને સંસારની આટલી હાનિ કરેછે.”

સુબોધચંદ્રે કહ્યું:—“ એ વાસ્તેજ સારા માણસને ઘેર નઠારાં છોકરાં અને નઠારા માણસને ઘેર સારાં છોકરાં જન્મેલાં દીઠામાં આવેછે. કદાચ કોઇ વધૂવર ઘણાંજ ખરાબ પ્રકૃતિવાળા હોય પણ જે દિવસે ગર્ભ સંચાર થવાનો હોય તે દિવસે કદાચ નાના પ્રકારના અનુકૂલ કારણથી તેઓના મનનો ભાવ ઘણોજ સારો હોયતો સુભાગ્યે તેઓ એક ઉત્તમ છોકરા રૂપી રત્નનાં ધણી થાયછે. વળી કદાચ કોઈ યુગ્મ ઘણીજ સારી પ્રકૃતિના છે, પરંતુ જે દિવસે ગર્ભ સંચાર થયો તે કાળે હતભાગ્યથી તેઓ વિકૃત મનના હોય તો કુળાંગાર પેદા કરેછે. એ વાસ્તેજ એક માબાપના પાંચ છોકરાંમાં કોઇ કોઇ વખતે પાંચ પ્રકારની પ્રકૃતિ જોવામાં આવેછે. ધાર્મિક માબાપને ઘેર કુત્સિત તથા દુરાચારી છોકરાં થાયછે તે સંબંધી બીજા એક અંગ્રેજ દાર્શનિકે વિશેષ યત્ન કરીને ઉપર લખેલા વિચારને અનુમોદન કર્યું છે. વળી તે કહેછે કે ‘ માબાપ ધર્મિષ્ટ હોવા છતાં જો એક ક્ષણ પણ ચંચળ પ્રકૃતિને પ્રાપ્ત થાય તો, તેઓના છોકરાં તેના ધર્મ ભાવના અધિકારી નહિ થતાં કેવળ ચંચળ પ્રકૃતિવાળાંજ થાય છે, તેઓ પોતાના ચરિત્રના દોષથી પોતાના કુટુંબના નામને કલંક લગાડેછે. ’ * ”

* ગેલટનકૃત “ હેરીડીટરી જીનીયસ ” પૃષ્ઠ ૨૮૨.

સરળાએ કહ્યું:-"ઘણાખરા માણસો જેવી રીતે પોતાનો કાળ ગાળેછે તેમાં કોઇપણ વખતે આ સંબંધમાં કંઈ પણ વિચાર કરતા હોય. એમ માલમ પડતું નથી."

સુબોધચંદ્ર બોલ્યો:-" હવે વિચાર કરીને જો, મ્હેં પ્રથમ કહ્યું હતું કે પોતે સદ્‌ગુણી નહિ થયાથી છોકરાંને સદ્‌ગુણી કરીને સંસારમાં છોડી દેવાઈ શકાતાં નથી, એ કેટલે દરજ્જે ખરૂં છે. અને પોતે સદ્‌ગુણી થવું એ કેટલું કઠિણ કામ છે તેના વિષે પણ એકવાર વિચાર કરીને જો."

સરળાએ કહ્યું:-" તેમજ છે, જે ભાવ લઈને જન્મ લીધોછે, તેનો કુભાવ કે સુભાવ સર્વદા આપણા જીવનના ઉપર કાર્ય કરશે, એવી અવસ્થામાં આ વિરોધી ભાવની અંદર ઉભા રહીને પોતાની રક્ષા કરવી જોઇએ.્વળી જેઓ આપણા પ્રત્યે જન્મ લેશે, તેઓના જન્મવાની આગમજ તેઓના શ્રેયને માટે આપણે હમેશ તૈયાર રૈહેવું જોઇએ, જ્યારે તેઓનું જીવન સંચાર થાય, ત્યારે અતિ સાવધાનથી પોતપોતાના જીવના સાધુભાવને ઉજ્જવલ રાખવા જોઇએ, ત્યારપછી દશ મહીના અને દશ દિવસ બાળકને ગર્ભમાં ધારણ કરવો જોઈએ. તે કાળે પણ અતિ સાવધાનથી પ્રસન્ન ભાવથી, અને સુઉદ્યોગથી ગર્ભ રક્ષા કરવી જોઇએ, બાળક જન્મ્યો તે દિવસથી આરંભ કરીને આપણી છેલ્લી ઘડી સૂધી પ્રત્યેક પળે તેઓના જીવનની સદ્‌ગતી માટે વિચાર કરવો જોઈએ. એ કેવો મ્હોટો વ્યાપાર!"

સુબોધચંદ્રે કહ્યું:-" ત્હેં જે વાત કહી, એજ મનુષ્ય જીવનના એક મહાવ્રતનું મૂળ મંત્ર છે. હવે તું શું સમજી, થોડી મેહેનતથી અને સામાન્ય રીતે છોકરાંનું લાલનપાલન કર્યાથી આશાનુંરૂપ ફળ મેળવી શકાતું નથી. મ્હેં આગળ કહ્યું કે આપણે પુષ્કળ યત્ન કરીશું તોપણ સંપૂર્ણ રીતે આપણી આશા પૂર્ણ થનાર નથી, તેની મતલબ તું સમજી કે? હવે તું વિચાર કરીને જો, સંસારમાં માતા-ઉપમેય **મા** થવું અને સત્યપિતા જેવો **બાપ** થવો એ કેટલા સૌભાગ્યનો વિષય છે. આજે અહિંથીજ બંધ કરીશું કારણ કે મ્હને હમણાં પુસ્તકાળયમાં જવુંછે.



## પ્રકરણ ૬ ઠું.

આજે નાતાલની છુટી હતી. તેથી બપોરે સરળા ઘરના કામકાજથી મુક્ત થઈને સ્વામીની પાસે આવી. તે વેળાએ સુબોધચંદ્ર ધ્યાન લગાડીને "ડાકતર ચીવેસી કૃત માતાને બોધ" એ નામનું ઇંગ્રેજી પુસ્તક વાંચતો હતો; સરળાને પ્રસન્ન મનથી ઓરડામાં આવતી જોઇને તે બોલ્યો, "ઘણી મેહેનત કરીછે તેથી જરા વિશ્રામ લે, ત્યારપછી વાતચીત કરવાનો આરંભ કરીશું."

સરળાએ કહ્યું:—" વિશ્રામ સુખ ઘણું ભોગવ્યુંછે. જે વિચારે મ્હારા આખા મન અને પ્રાણને સંપૂર્ણ રીતે વશ

કર્યોછે, તે વિચારથી આ જન્મમાં તો કદીપણ એકક્ષણમાત્ર પણ છુટી શકીશ નહિ. મ્હારૂં પોતાનું સુખ તથા આરામના દાહાડા હવે જતાં રહ્યાંછે, હવેતો મ્હારા આ પરમ ધનને (પુત્રને) સદ્‌ગુણી કરીને મરૂં તો મારૂં જીવન સાર્થક થયું સમજીશ. તમે હવે વિલંબ કરશો ના, જે કંઇ કહેવાનું હોય ત્હેનો આરંભ કરો."

સુબોધચંદ્ર બોલ્યો "માને બોલાવો, મા આપણી પાસે હોવાથી ઘણો લાભ થાયછે."

સરળા બોલી:–"તમો બોલાવો. હું શું કહીને બોલાવું?"

સુબોધચંદ્ર ઓરડામાંથી બહાર નીકળીને જુએછે તો મા તડકામાં બેસીને કાવ્યદોહનમાંથી ધ્રુવાખ્યાન વાંચેછે. તે પુરૂં થયું એટલે સુબોધચંદ્રે કહ્યું "માતા, ઇચ્છા હોયતો પેલો વિષય આગળ ચર્ચાવિએ" એટલે તરત મા ઉઠીને સુબોધના ઓરડામાં ગઈ.

સુબોધચંદ્રે કહ્યું,–"માતા! હું આ પુસ્તક વાંચતો હતો તેટલામાં એકાએક મ્હારા મનમાં પોતાની મેળે આ ભાવનો ઉદય થયો કે "મનુષ્ય સુજીવનનો ધોરી રસ્તો સંસાર છે, પણ તે સંસારમાર્ગમાં શી રીતિએ ગમન કરવું એ નક્કી કરવું અવશ્ય છે, એ બાબત વિચાર કર્યાથી માલમ પડેછે કે બાલ્યકાળથી આરંભ કરીને લોકો અભ્યાસથી સંસારરૂપી સૂત્રમાં જ્ઞાનરૂપી ફુલની માળા ગુંથેછે, જેનો જ્ઞાનનો અંકુર શિક્ષારૂપી જળથી સુમાર્ગઉપર વળેછે,

તેનો પરિશ્રમ સફળ થાયછે, તેની કરેલી ફુલની માળા આદરનું ધન થાયછે, વિશ્વની સંપત્તિ થાયછે. તે ફુલની માળાની સુગંધ સર્વે સંસારને સુગંધમય થઈ પડેછે, અને તેને પ્રસન્ન રાખેછે, પૃથ્વી ઉપરના મનુષ્યો તેવા મહારત્નની તરફ સતૃષ્ણ દૃષ્ટિથી જુએછે. અને એથીજ ઉલટું જેઓએ જીવનક્ષેત્રમાં કેળવણીનો પ્રથમ પ્રવાહ જ્ઞાનાંકુરને વિપરીત તરફ અંકુરિત કર્યોછે, તેઓનું જીવનાભિનય મલિન, હીનપ્રભાવનું તથા પાપી હોયછે, તેની તરફ લોકો પ્રાણ જતા પણ જોતા નથી, ભૂલથી પણ તેને વિષે વિચાર કરતા નથી, સ્વપ્નામાં પણ તેની ચિંતા કરતા નથી. જ્યારે સંસારનો સુમાર્ગ મનુષ્યોને આટલો પ્રિયછે, સુખના માર્ગ ઉપર ફરવાની જ્યારે મનુષ્યની ઇચ્છા છે, અને તે માર્ગ પ્રાપ્ત કરવામાં જ્યારે જીવનનો સઘળો કાળ જાયછે, તેનીજ સાથે મનુષ્યનું મન જીવનના પ્રથમ મુહૂર્તેથીજ કેળવણી લાભ લે તો તે જીવનસ્તુતિ પાત્ર થાય એમાં કાંઇ સંદેહ છે ?"

સરળાએ કહ્યું:-"હું સારીપેઠે તમારૂં કહેવું સમજી, આપણેજ જનમંડળના સારા નરસા માટે જુમેદાર છિયે. સ્ત્રીજાતિની સુપ્રકૃતિના ઉપર જનમંડળનું કલ્યાણ આધાર રાખેછે. એક દિવસે તમે કહ્યું હતું કે "**મા**" આ શબ્દજ કેળવણીનું બીજું નામ છે. એ વાત **ખરી** છે."

સુબોધચંદ્રે કહ્યું:-"જગત્માં સ્વતંત્ર તથા નીતિજ્ઞ

ધર્મવીરોએ જન્મ લેઇને માનવજીવનનું મહત્ત્વ વધાર્યુંછે. આ પૃથ્વી ઉપર સુનીતિપરાયણ, સાહસી સદાશય રાજા, અને સેનાપતિએ જન્મ લઇને જાતીય મર્યાદા, સ્વતંત્રતા અને ગૌરવની રક્ષા કરીછે. આ વિસ્તાર પામેલી ધરણી ઉપર અસંખ્ય નરનારીઓએ પોતપોતાના જીવન માર્ગ ઉપર કર્ત્તવ્ય જ્ઞાનનો પ્રદીપ હાથમાં લઈને દઢ પ્રતિજ્ઞાની સાથે સંસારની લાલચ જોડે સંગ્રામ કરતાં કરતાં આગળ વધ્યાંછે અને જીવનમાં સ્વર્ગીય દૃષ્ટાંતની જ્વલંત રેખાપાત કરીને છુપી રીતે ચાલ્યા ગયાછે, સરળા તું નિશ્ચય જાણજે કે તેઓનું બાલ્યકાળનું આશ્રય સ્થળ— **માતાનો ખોળો** તેઓને ધર્મમાં વીર, નીતિમાં પૂર્ણ, અધ્યવસાયમાં અને ઉત્સાહમાં અગ્નિશિખા પ્રમાણે જલંવત બન્યું છે. ”

મા બોલી:-“ત્હેં ઠીક કહ્યું છે. જેઓ સંસારમાં મહાન માણસો થાયછે તેઓ **માતાના** ગુણથીજ થાયછે; વળી જેઓ સંસારમાં ઉન્નતિ કરતા નથી, નીચ, સ્વાર્થપર તથા અપદાર્થ માણસની પેઠે સંસારનો કલંકનો બાઝો વધારેછે, તે પણ **માના** દોષથીજ થાયછે. માજ છોકરાંનો પરમ મંગળનો આધાર છે, **માજ** બાળકની હાનિનું મૂળ છે.

સરળાએ પૂછ્યું:-“ તમે કોઈ કોઇ વેળાએ બંગાલના મ્હોટા મ્હોટા માણસોની વાતો કરોછો, તો તેઓએ શું માતાના ગુણથીજ જીવનમાં ઉન્નતિ મેળવીછે કે ? ”

સુબોધચંદ્રે જવાબ આપ્યો:–"તે શું તું જાણતી નથી ? હું હમણાં એક પછી એક બંગાળના મહાપુરૂષોના નામ કહુંછું, જેઓની અતુલ કીર્તિ તથા પ્રતિભા લાભમાં તેઓની માના સદ્‌ગુણે તથા ધર્મભાવે વિશેષરૂપથી સહાયતા આપી હતી. પ્રથમતઃ શ્રવણ કર, રાજારામ મોહનરાયનું જીવન ચરિત્ર."

સરળાએ જવાબ આપ્યો:–"ચલાવો."

મા બોલી:–"સાંભળવામાં આવ્યું છે કે રામમોહન-રાયની મા ઘણી ધાર્મિક હતી. પોતાના ઈષ્ટ દેવતા તથા પોતાના ધર્મ વિશ્વાસ ઉપર એવી પ્રગાઢ નિષ્ઠા રાખતી કે પોતાનો પિતા શાક્ત ધર્મનો હતો તેથી એક દિવસ પિતાએ પૂજા કરીને બાળક રામમોહનના મ્હોંમાં બિલીપત્રનો પ્રસાદ નાખતાંજ તેણે પોતાના પિતાનો તિરસ્કાર કરીને બાળકના મ્હોંમાંથી તે દેવ–પ્રસાદી કાઢી નાખી. અંતની ઘડિયે પણ રામમોહનરાયના ધર્મમત ઉપર ઘણી શ્રદ્ધા દેખાડીને બોલી કે, 'બેટા ! તું જે કહેછે, તું જે કરેછે, તે સર્વે ખરૂંછે, પણ હું હવે વૃદ્ધ વયમાં મ્હારા ધર્મ વિશ્વાસને ત્યાગ કરી શકતી નથી.' એણે તે વેળાએ એવા એક પ્રતિ-ષ્ઠિત, મર્યાદશીલ અને ધનવાનની માતા થઇને પણ આખેરની અવસ્થામાં જગન્નાથના દેવલનું કામ કરવામાં જીવન ગાલ્યું અને પરલોક પ્રાપ્તિની આશાથી તેણે વિ-દેશમાં દેહ ત્યાગ કર્યો."

સુબોધચંદ્રે કહ્યું:–"જુઓ, ધર્મઉપર આવો દૃઢ વિશ્વાસ તથા અટલ આસ્થા અને ઉદાર ચરીતપણું નહિ હોત તો શું તે રામમોહનરાયના જેવા ઇશ્વર વિશ્વાસી, બુદ્ધિમાન, અને વંશનું મુખ ઉજ્જવલ કરનાર છોકરાની **મા** તરીકે જગત્‌માં પ્રખ્યાત થાત ? **રામમોહનરાય** ભવિષ્યમાં જે સદ્‌ગુણોથી શોભિત થયો હતો, તેમાં ઘણાખરાં તેણે બાલ્યકાળે માતાના ખોલામાં શૂઇને સ્તનમાં દૂધ પીતાં પીતાં મેળવ્યાં હતાં.

ત્યાર પછી ઈશ્વર ચંદ્ર વિદ્યાસાગર પણ સ્વમાતાના ગુણથીજ પુનર્વિવાહ વ્રતમાં સદૃઢ રહ્યોછે. ઈશ્વર ચંદ્ર વિદ્યા સાગરે હિંદુશાસ્ત્ર સમુદ્ર મંથન કરીને વિધવા વિવાહની શાસ્ત્રીયતા તથા વિધી સાબેત કરી, જેનેમાટે તેણે કેટલા દિવસ સુધી ઘર છોડીને સંસ્કૃત કાલેજના પુસ્તકાલયમાં રાત્રદિવસ અથાગ શાસ્ત્રાધ્યયન કર્યું. સમાજના નાના પ્રકારના જુલમ માથા ઉપર ધારણ કરીને પૂર્ણ ઉત્સાહ તથા ઉદ્યમથી પેહેલવેહેલાં પુનર્લગ્ન કરાવ્યાં એ સર્વમાં તેની સ્નેહમયી માતાના ઉત્સાહવાકયથી તેના અંતરમાં ઘણું બળ આવ્યું હતું. દેખાડ જોઈએ, કયી માતા પુત્રને આવા સમાજ વિપલ્વકારી હીલચાલનો સર્વથી મ્હોટો નેતા બનેલો જોઈને તથા સમાજના સર્વ પ્રકારનો જુલમ તથા ગાળો પ્રસન્ન મનથી સહન કરીને દુ:ખી થતી નથી ?"

માએ પૂછયું:–" વિધવા વિવાહ કરાવવામાં વિદ્યાસાગરની માતાનો કંઇ યોગ હતો કે શું ?"

સુબોધચંદ્રે કહ્યું:–" તે શું જાણતા નથી ? વિદ્યાસાગર પિતૃમાતૃવત્સલ છે. પિતામાતાની જીવદ્દશામાં એવું કંઈ કામ કરતા નહોતા કે જેથી તેઓના પ્રાણમાં કલેશ થાય. વિધવા વિવાહ સંબંધી એક શાસ્ત્ર સંમત ન્હાનું પુસ્તક રચીને સર્વથી પેહેલાં પિતાની પાસે જઇને બોલ્યા– ' જુઓ, મેં શાસ્ત્રાદિમાંથી પ્રમાણ એકઠાં કરીને વિધવા વિવાહનો પક્ષ સમર્થ કરવામાટે આ પુસ્તક રચ્યું છે. આપ સાંભળો અને એ વિષયમાં આપ અનુંમોદન નહિ આપશો તો, હું એ પ્રકાશિત કરી શકતો નથી. " પિતાએ પુત્રને કહ્યું, 'જો હું આ વિષે મ્હારો અભિપ્રાય નહિ આપું તો તું શું કરીશ ?' પુત્રે કહ્યું ' તેમ જો થાય તો હું આપની જીવદ્દશામાં એ પુસ્તક પ્રચાર કરીશ નહિ. આપના મૃત્યુ બાદ મ્હારી જેવી ઇચ્છા હશે તે કરીશ.' પિતાએ કહ્યું, ' ઠીક છે, કાલે એકવાર નિર્જનમાં બેસીને ધ્યાન લગાડીને સાંભળીશ, પછી મ્હારે જે કહેવું હશે તે કહીશ ' બીજે દિવસે વિદ્યાસાગરે પિતાની પાસે બેસીને ગ્રંથ અથથી તે ઈતિસુધી વાંચ્યો. પિતાએ તે સઘળો સાંભળીને કહ્યું; ' તું શું માનેછે કે ત્હેં જે લખ્યું છે તે બધું શાસ્ત્ર સંમત છે?' પુત્રે કહ્યું, 'હા, મને તેમાં કંઇપણ સંદેહ જણાતો નથી.' તે સાંભળીને પિતાએ કહ્યું, ' જ્યારે તું આ વિષયમાં યથાયોગ્ય યત્ન કરી શકેછે ત્યારે મને તેમાં કંઇ પણ હરકત નથી. ' પિતાની આજ્ઞા મળ્યાથી વિદ્યા-

સાગર હ્દષ્ટમનથી માની પાસે ગયા અને માતાને કહ્યું "મા! તું તો શાસ્ત્ર બાસ્ત્ર કંઇ સમજીશ નહિ, મેં વિધવા વિવાહ સંબંધમાં એક પુસ્તક લખ્યુંછે, પરંતુ તમારો અભિ-પ્રાય નહિ મલ્યાથી તે પુસ્તક છપાવી શકતો નથી. શાસ્ત્રમાં વિધવા વિવાહ કરવાની વિધિ છે." ઉન્નત હ્રદયની દયાળુ માતાએ તરત કહ્યું "કંઇ પણ આ-પત્તિ નથી, લોકોની આંખમાં કાંટા છે, મંગળ કર્મમાં અ-મંગળનાં ચિન્હ જુએછે–ઘરની છોકરીઓજ નિરંતર રોઇ-રોઇને દિવસ ગાળેછે, તેને સંસારમાં સુખી કરવાનો ઉપાય થશે. મ્હારી તેમાં સંપૂર્ણ સમ્મતિ છે. તોપણ એક કામ કરજે. તેઓને અર્થાત્ તારા પિતાને કહીશ ના" પુત્રે કહ્યું "કેમ મા ?" માએ કહ્યું ? "એમને કહીશ તો કોણ જાણે તને ચોપડી છપાવતા રોકે, કારણ કે તું વિધવા વિવાહની ગડબડ મચાવે તો તેમની ઘણી હાનિ થવાની સંભાવના છે" વિદ્યાસાગરે કહ્યું, "પિતાજીએ હા કહ્યું છે." મા આ વાત સાંભળીને વધારે ઉત્સાહિત થઈ ને બોલી, "ત્યારે ઠીક છે, હવે બીજા કોનો ભય ?"

માએ કહ્યું "વિદ્યાસાગરની માતા તો ત્યારે ઘણા મ્હોટા મનની બાયડી હોવી જોઇએ !"

સુબોધચંદ્રે કહ્યું "કેવળ આટલીજ વાત સાંભળીને આશ્ચર્ય થાયછે ? હું ધારૂંછું કે તેના સંબંધમાં બીજું કંઈ સાંભળ શો તો કદાચ ત્હેને તમે અતુલનીય સ્ત્રી તરીકે

જાણશો. એકવાર ઈશ્વર ચંદ્ર વિદ્યાસાગરને ત્યાં આસપાસનાં પાડોસીની કેટલીક બ્રાહ્મણ વિધવા કન્યા પુનર્વિવાહ કર્યા પછી ફરવા આવી હતી. નવી વહુઓ ખુલ્લે દીલે એની સાથે મળી નહિ, ઉલટી છેટે રહેવાનો યત્ન કરતી હતી, અને તે વિધવા કન્યાઓને ન્યાતબહાર મૂકી હતી તેથી બીજા આસપાસના માણસો તેની મશ્કરી કરતા હતા. તેઓના આવા આચરણથી દુઃખિત થઈને પેલી પુનર્વિવાહ કરનારી સ્ત્રીઓ રોતી હતી, તે જોઇને વિદ્યાસાગરની માતાએ રોવાનું કારણ પૂછ્યું. પુનર્વિવાહ કરનારીઓએ બધા માણસો મશ્કરી કરેછે તે જણાવ્યું. તે સાંભળીને સ્નેહમયી માતાના જેવી ચતુર ગૃહણી કન્યાઓનાં હાથ પકડીને કહેવા લાગી, છોકરીઓ રોશો નહિ, એ બધા બાળક છે, ત્હમે પારકાની છોકરીઓ છો, ત્હમારો આદર કરવો એ તેઓ શું સમજે? એઓના કહેવા ઉપર શું ત્હમારે આમ રૂદન કરવું જોઇએ? આટલી વાત કહીને પેલી પુનર્વિવાહ કરેલી સ્ત્રીઓને લઇને પોતાના ભાણામાં એકત્ર ખાવા બેઠી અને તેઓને ઉદ્દેશીને બોલી "જુઓ હવે ત્હમે સમજ્યાં કે ત્હમારી જાત ગઇ નથી તેમ જો હત તો હું ત્હમારી જોડે એક થાળીમાં શું ખાત?" મા! જો જોઇએ કેવી સુંદર ઉદારતા!"

માએ જવાબ દીધો:-"આવી મા નહિ હોતતો શું આવો છોકરો કદી થાત?"

સુબોધચંદ્રે કહ્યું:–"બીજા એક બનાવનું વર્ણન કર્યાથી ત્હમે જાણશો કે તે કેટલી ઉન્નત મનની અને દયાળુ સ્ત્રી હતી. સારા માણસની તો વાત પૂછવી નહિ, માછલા પકડનાર કોળી ઢેડ વગેરે નીચ કોમના લોકોને ઘેર પણ કોઇ માંદુ હોયતો તે રાત્ર દિવસ જાગીને તેઓની સેવા કરતી હતી, હલકો ખોરાક આપવાની જરૂર પડતી તો તે પોતાને ઘેરથી લઇ જતી હતી! મા! જો જોઈએ, તેનું કેવું ત્હ્રદય હતું!! એવી માનો છોકરો છે, તેથીજ ઇશ્વર ચંદ્ર વિદ્યાસાગર આજ આર્યભૂમી સમાજના વિઘ્ન હરકતો અતિક્રમ કરીને અટલ ભાવથી નિશ્ચિત ઉભા રહેલાછે. પારકાનાં દુ:ખ કષ્ટની વાત સાંભળતાંજ તરત ઇશ્વરચંદ્ર તે જગાપર જઈ પહોંચેછે, બીજાની આંખમાં આંશુ જોયાથી તેના પ્રાણ પીગળી જાયછે,–આંશુથી ગાલ ભીંજાયછે, તેનું મુખ્ય કારણ દયાવતી માતાનું કોમળ ત્હ્રદય હતું. ઇશ્વર ચંદ્ર વિદ્યાસાગરે એક વેળાએ વાતપર વાત ચાલતાં કહ્યું હતું કે, 'મ્હેં જો મ્હારી માતાના સેંકડો ગુણમાંથી એક પણ ગુણ મેળવ્યો હોત તો હું પોતાને કૃતાર્થ જાણત. હું એવી માતાનો પુત્ર છું એ (Glory) * 'ગૌરવનો' વિષય સમજાું છું."

માએ પૂછયું:–"એ વૃદ્ધા શું હજી જીવતી છે? એકવાર તેમને જોવાની મ્હારી ઘણી ઇચ્છા થાયછે. જો હું તેમને જોઉતો મ્હારી આંખનું સાર્થક થયું એમ સમજીશ."

---

* વાતચીત કરતાં વિદ્યાસાગરે Glory શબ્દ વાપર્યો હતો.

સુબોધચંદ્રે જવાબ દીધોઃ—" મા ! વિદ્યાસાગરનાં મા-બાપ ઘણા દિવસથી દેવલોક પામ્યાછે. ઇશ્વર ચંદ્ર વિદ્યા-સાગરના ઘેર તેમના માબાપની બે ઘણીજ સુંદર તસબી-રછે. જો છબી જોવાની ઇચ્છા હોયતો કલકત્તે જઇશું ત્યારે તેમને ઘેર જઈ દેખાડીશ."

માએ કહ્યું:—"ઠીક છે, જ્યારે કલકત્તે જઈશું ત્યારે એવી વખતે લઈ જજે કે તે દિવસે વિદ્યાસાગર ઘેર હોય. વિ-દ્યાસાગરને કદી જોયા નથી, તેથી તેમને પણ જોઇશ."

સરળાએ કહ્યું:—" બીજા કોઇ માણસના વિષે જાણતા હો તો કહો ?"

સુબોધચંદ્રે જવાબ દીધોઃ—" ભારતનું ગૌરવનું ધન બાબુકેશવચંદ્રસેન જેના ઉદાર ધર્મ ભાવે ભારતવર્ષમાં નવ-જીવનનો સંચાર કર્યોછે,યુરોપ અને અમેરિકા જેનો ધર્મમત જાણવામાટે સર્વદા આતુર રેહતા, તે મહાન્ બુદ્ધિશાળી કેશવચંદ્રના બાલ્યકાલનું આશ્રયસ્થલ, સ્નેહ મમતાની મૂર્ત્તિમતી દેવી માતાનો ખોલો વિવિધ પ્રકારના સદ્‌ગુણનો અધિકારીથયો હતો. તેમનાં માબાપ ધર્મ પરાયણ હતાં. કેશવબાબુએ મરવાની વેળાએ પોતાની માતાના પગની ધૂળ માથા ઉપર લઈને કહ્યું હતું "મા! ત્હમારા જેવી **માતા** સર્વની થતી નથી. તમારા જે ગુણો મેળવીને હું આ પદ પામ્યો છું." કેશવચંદ્રસેન મનુષ્યપણાની તથા વીર-પણાની છબી આ દુનિયામાં રાખી ગયોછે તેના બાલ્ય-

કાલના કુમલા મનમાં તે ધર્મપરાયણ માતાએજ તેમાં અંકુર ઉત્પન્ન કરવાની મદદ કરી હતી, તેણેજ યત્નથી પોતાને હાથે બાળક કેશવચંદ્રના મનમાં ધર્મના બીજ વાવ્યાં હતાં, તેથીજ આ દુનિયાના માણસો સમજ્યા છે કે ભારતમાં હજી સૂધી અમિત તેજસ્વી સાહસી ધર્મવીર પુરૂષો જન્મ લેછે."

માએ કહ્યું:—"આ સર્વે વાત સાંભળ્યાથી પ્રાણમાં આશા અને આનંદ ભરાય છે, ત્હેની જોડે પોતાની દુર્દશાની વાત સાંભરી આવ્યાથી અંતઃકરણમાં ઘણોજ ક્લેશ ઉપજેછે. બેટા ! ત્હારી વાત સાંભળતાં ઘણો વિચાર ઉત્પન્ન થાયછે કે મ્હારામાં એ સર્વ ગુણ હોત તો હું પણ ત્હને યોગ્ય મનુષ્ય બનાવીને સંસારમાં **સુમાતા** થાત, તેમ કરવા પામી નથી, પણ જરા સંતોષ થાયછે કે સામાન્ય બુદ્ધિ અને જ્ઞાનથી જેટલું સમજી હતી, તેમાં ત્હને માણસાઇમાં આણવાને માટે કંઇ પણ ન્યૂનતા કરી નથી. શું આપણી ગુર્જર ભૂમીમાં એકપણ આવી તેજસ્વી માતાનો દાખલો છે? ધન્ય બંગાલદેશની ભૂમી કે જેમાં કેશવબાબુની, વિદ્યાસાગરની માતાએ જન્મ લઇ આ આર્યભૂમીને તથા કહીએતો દુનિયાને સુપુત્રોરૂપી રત્નો પેદા કરીને યાવત ચંદ્ર દીવાકરૌ પોતાનું નામ સોનેરી અક્ષરમાં લખીને તે દેશને વિખ્યાતિમાં આણ્યોછે—આપણી ગુર્જર બેહેનો પોતાના બાળકોને પોતાના વર્તન ઉપરથી સુદ્રષ્ટાંત ક્યાંથી

આપે ? નહિ તેઓમાં સત્ધર્મની કે ળવણી કેનહિ સંસારિક કેળવણી, તેઓ પોતાની જીંદગી પશુવત કાઢેછે. હાલની કેહેવાતી કેળવણી કેટલી અપૂર્ણછે. ગૃહ કેળવણીતો હોયજ કયાંથી? કયાંછે તે ઉંચ ધર્મપરાયણતા, કયાં તે સુહ્દય-કયાં તે સરળમન, કયાં તે શુદ્ધભાવ?, કે જેથી બાળકો માતાનો દાખલો લઇ ભવિષ્યમાં મનુષ્યત્વ પામે.”

સુબોધચંદ્રે કહ્યું:-“ એ વાતને હવે પડતી મૂકો એક બીજા બનાવ વિષે કહુંછું તે સાંભળો એક યુવકને વિષે હું જાણું છું કે, ત્હેણે બાલ્યકાલમાં માબાપના જે સર્વ સદ્ગુણ જોયા હતા, તે જીવનમાં લાવવાની આગમજ ત્હેના માબાપનું મરણ નીપજ્યું. યુવક ગામડાના સોબતીઓની સંગતમાં પડીને ઘણોજ ખરાબ થઇ ગયો, ત્હેને હવે પાપના પંજામાંથી છોડાવવાનો કંઇ ઇલાજ નહોતો-ગયલું મનુષ્યત્વ પાછું મેળવવાની આશા કંઈ રહી નહોતી, હતભાગ્ય એકીવારે પશુના જેવો થઇ ગયો હતો, અને બંધુ બાંધવ અને બીજા સગાવાહાલાની નજરથી બહાર રહીને રાત્રદિવસ દુઃખમાં ને કષ્ટમાં જીવનના દાહાડા ગાળતો હતો. પરંતુ તે બીચારાના અંતરમાંથી પોતાના માબાપનું મહત્ત્વ, ઉદારતા, ન્યાયપરતા, અને ધર્મનિષ્ઠાની સ્મૃતિ ગઇ નહોતી તે જ્યારે સંસારના જુલમથી વિરક્ત થઈને એકાંતમાં જઇને વિચાર કરતો હતો ત્યારે તે રોતો હતો. અને તેના મનમાં ફક્ત પોતાના માબાપના સારા

ગુણ યાદ આવતા-'આવા સદ્‌ગુણી અને ધર્મભીરૂ માબા-પનો પુત્ર થઇને હું આજે આટલો હીન તથા અપરાધી થઇ ગયોછું. હું એવા ધર્મમય માતાપિતા પેટે જન્મીને અંતે સર્વ જાતના પાપના કામમાં લાગેલોછું, એના કરતાં મૃત્યુ મ્હને શેંકડો દરજ્જે શ્રેયસ્કર હતું-એવા માબાપના નામમાં અગૌરવ અને કલંક લાવવાની આગમજ હું મરત તો હું ઘણોજ આનંદિત થાત.' મા! જો આ યુવકના બાલ્યાવસ્થા-ના સુકોમલ પ્રાણમાં માબાપના ચરિત્રનો મહાન્ ભાવ અંકિત થયો હતો તેથી પેલા યુવકે પાપની જાળમાંથી ધીરે ધીરે છુટો થઈને આજે પાછો નવા ભાવથી જીવન બનાવીને સંસારના માર્ગ ઉપર દહાડે દહાડે ઉન્નતિ મેળ-વેછે, હમણા ત્હેને જોયાથી ઘણો આનંદ થાયછે."

સરળાએ કહ્યું:-"બીજા કેટલાક માણસોની માતાને વિષે કહો, તે સાંભળવા મ્હને બહુ ગમેછે."

માએ કહ્યું:-"ત્હમે હવે વાતો કરો. મ્હારે કથા સાં-ભળવા જવુંછે તેથી હું જાઉંછું."

સુબોધચંદ્ર બોલ્યો:-"મા! જરા બેશો."

માએ કહ્યું:-"નહિ બેટા! હવે કથાનો વખત થઇ ગયો છે. તેથી હું તો જાઉંછું."

સુબોધચંદ્રે કહ્યું:-"આવી રીતે આપણા દેશ કે પ્રદે-શમાં જે મહાત્મા જન્મીને જાતીય મહત્ત્વ તથા જનમંડ-ળનો ગૌરવ વધાર્યોછે, સરળા, તું નિશ્ચય જાણજે કે તેઓ

સર્વે ન્યૂનાધિક રીતે ધર્મગત પ્રાણ અને નિષ્ઠાવાન માબા-
પનાઘેર જન્મ લઇને તેઓને ખોળે લાલિત પાલિત થયાછે.
માતા સારી પ્રકૃતિની તથા ધાર્મિક હોય તો ત્હેના છોકરાં
સચરિત્ર તથા ધર્મિષ્ઠ થાયછે; એના કેટલાંક ઉદાહરણ ત્હને
આપ્યાંછે અને બીજાં ઘણાં દૃષ્ટાંતો છે, પણ હમણા બધા
કહેવાની જરૂર સમજતો નથી તેમાંથી થોડાક ત્હને કહુંછું
તે સાંભળ ત્હેં થિયોડર પાર્કરનું નામ શું સાંભળ્યું છે?"

સરળાએ જવાબ દીધોઃ—"મ્હેં એક ચોપાન્યામાં ત્હેના
વિષે થોડુંક વાંચ્યુંછે. તે વિષે ત્હમે શું કહેવા માગોછો
તે કહો?"

સુબોધચંદ્ર બોલ્યોઃ—"એના સંબંધમાં કહેવાયછે
કે એ જ્યારે પાંચવર્ષનો બાળક હતો ત્યારે એક દિવસે
પોતાના પિતાના ખેતરમાંથી ઘેર આવતો હતો, તે વખતે
એક કાચબાનું બચું એક ન્હાના તળાવના સ્વચ્છ પાણીમાં
તડકામાં રમતું હતું. ત્હેને જોઇને થિયોડર પાર્કર મારવા
ગયો. ત્હેને મારવાને પથ્થરો ઉગામેછે એટલામાં ત્હેના
અંતરમાંથી એક પ્રકારનો અવાજ સંભળાયો "પાર્કર
મારીશ મા." તે અવાજ સાંભળીને પાર્કર આશ્ચર્ય
પામીને ચારે બાજુએ જોવા લાગ્યો, પરંતુ કોઇને પણ
દીઠો નહિ. તેણે ચારે બાજુએ અંધારૂં જોયું ને ભય-
ભીત થયો અને દોડતો દોડતો પોતાની માતાની પાસે
જઈ ત્હેના ખોળામાં બેસીને સર્વે હકીકત જણાવીને

પૂછયું ? મા ! મ્હને મારતાં કોને અટકાવ્યો ? માતાએ ત્હેનો જવાબ આપ્યો " બેટા ! લોકો એને **વિવેક** કહેછે, હું એનેજ **ઇશ્વરની વાણી** કહુંછું. જેમ જેમ તું એ વાત સાંભળવાનો યત્ન કરીશ તેમ તેમ એ સ્પષ્ટ સાંભળીશ, એક સમય એજ ત્હારા જીવનના માર્ગનો પ્રદર્શક થશે." જો પાર્કર આવા ધર્મગત-પ્રાણ સ્ત્રીના ગર્ભમાં જન્મ્યો હતો તેથીજ તે આજ ઉન્નતિશીલ અમેરિકાના આકાશનો ઉજ્વલતમ નક્ષત્ર છે. અમેરીકામાંજ નહિ પણ આખી પૃથ્વીના પટમાં અક્ષય અક્ષરથી **મહાત્મા પાર્કર**નું નામ ચિર અંકિત રેહેશે. સરળા "ટમ કાકાની ઝુંપડી" એ નામનો વિષય ચોપાનિયામાં આવતો હતો તે ત્હેં વાચ્યો છે ?"

સરળાએ જવાબ દીધો:–"હા, ત્હેમાં ગુલામના ધંધા વિષે ઘણીજ ભયાનક વાત લખીછે. તેજ પુસ્તક વિષે શું ત્હમે કહોછો ?"

સુબોધચંદ્રે કહ્યું:–" ગુલામગીરીનો ધંધો નાશ પામે એને માટે જે માણસોએ જીવન ઉત્સર્ગ કર્યું હતું, ત્હેમાં મહાત્મા **પાર્કર** સર્વથી અગ્રેસર પુરૂષ હતો. એના ઉત્સાહે અને ઉદ્યમે, અધ્યવસાયે અને ધર્મભાવે, અમેરિકામાં એક આશ્ચર્યકારક ફેરફાર કરી મૂકયો છે. હવે વિચાર કરી કેટલી માતા આવી રીતે છોકરાંના અવિકસિત વિવેક અને ધર્મ ભાવને પરિસ્ફુટ કરવાને માટે વિચાર કરતી હશે ? **પાર્કર** આવી ધાર્મિક માતાને ખોળે

રહીને અને ત્હેના યોગે કેળવણી મેળવી તે આજ જગત્‌ના ઉન્નત મનના અને વિચારવંત પંડિતની મંડળીમાં વચ્ચો-વચ્ચ બિરાજવા પામ્યાછે. કેળવણી પામેલી માતાના વિના પુત્ર સારી કેળવણી મેળવી શકતા નથી, આ સહજ-સત્યના અસંખ્યપ્રમાણ આપણી સમક્ષ છે તોપણ આપણે જનમંડળના સર્વપ્રકારના મંગળની ભૂમિ નારી જીવનની ઉન્નતિ કરવામાં આગળ વધતા નથી?"

સરળાએ કહ્યું:–" ઘણા લોકોના મ્હોંએ સાંભળવામાં આવેછે કે સ્ત્રીઓને વાંચતાં લખતાં શીખવ્યાથી કુટુંબમાં અશાન્તિ આવેછે, સ્ત્રીઓ શેઠાણી થઇ જાયછે, તેઓ શાસનમાં રહેતી નથી."

સુબોધચંદ્રે જવાબ દીધો:–" ક્ષુદ્ર મનના માણસોને આ કુસંસ્કાર દૂર કરવામાટે કેવળ એટલું કહેવું બસ થશે કે, સુશિક્ષાનો નિર્મળ વાયુપ્રવાહ કદી અશાન્તિનું બીજ જણાવતો નથી. આપણા ખરાબ વિચારથી ઉત્પન્ન થયેલા કુભાવ ત્હમારી શાન્તિ–પ્રિયતા અને ઉદારતાને ધ્વંસ કરેછે, નારી–જીવનથી જે દુર્ગતિ થઇછે, ખરી રીતે ત્હેને માટે આપણે જુમેદાર છિયે—આપણેજ તેઓની આશોચનીય અવસ્થાનું મૂળ કારણ છિયે. જે દહાડે કુટુંબના, પોતાના ગામના, અને સ્વદેશના મંગળને માટે આપણુંજ અન્તઃકરણ દુઃખિત થશે, તે દહાડે સમજીશું કે, આપણાં સર્વ પ્રકારના કર્ત્તવ્ય કાર્યેજ સ્ત્રીઓને સુશિક્ષા આપવાનો

સદુપાય ઉત્પન્ન કરવો એ છે,તેઓ ત્હેના કર્ત્તવ્યનો ગુરૂભાર અનુભવ કરવામાં અને તે સારી રીતે બજાવી શકે ત્હેનો ઉપાય કરવો એ અવશ્યનું કર્ત્તવ્ય કાર્યછે,-કર્યા શિવાય રહી શકાશે નહિ. **ત્હમારી** ઉન્નતિ નહિ થયાથી આપણી જાતીય અર્થાત્ દેશની ઉન્નતિ થશે નહિ, આ દેશમાં પૌરૂષ તથા મનુષ્યત્વ ખીલશે નહિ. આપણા દેશના માણસોની દુર્દશા પણ દૂર થશે નહિ. ત્હારા પિતાએ થોડુંક વાંચતાં લખતાં શિખવ્યું હતું, તેથી તો મ્હારા ઘરમાં કંઇ અશાંતિ અથવા વિશૃંખલા થઇ નથી, ઉલટું મ્હારા આ ન્હાના સંસારમાં શાન્તિ તથા આરામ બિરાજેછે. તે હું સર્વદા અનુભવ કરૂંછું. મ્હારી માતા દરરોજ હરિનામનો જપ કરેછે, ત્હેણે તો કોઇ દહાડો પણ ત્હારા ઉપર વિરક્તિ પ્રકાશ અથવા ત્હારા લખવા વાંચવા ઉપર તિરસ્કાર પ્રકાશ કર્યો નથી."

સરળાએ કહ્યું:-" જેવી અવસ્થામાં રહીને ત્હમે સર્વદા સુખ તથા શાન્તિ ભોગવોછો, તે ઘણાજ થોડા માણસના નસીબમાં હશે, અને જો તેમ થાય તો ઘણાજ થોડા માણસો ત્હેની રક્ષા કરીને ભોગવી શકતા હશે. ત્હમે જે અવસ્થાને સુખ સમજોછો તે ઘણાક માણસો ત્હેમાં સંતુષ્ટ નહિ હોય. વિશેષતઃ આપણા સંસારમાં શાંતિ અને સુખ બિરાજેછે ત્હેનું સર્વથી મ્હોટું કારણ એ છે કે માતાના જેવી શાંત સ્વભાવની તથા ધાર્મિક બાયડી ઘણીજ

ગોડી જોવામાં આવેછે. મ્હેં કાચી સમજણમાં ઘણા અન્યાયી કામ કર્યાં હશે, પરંતુ માએ કોઈ દિવસ પણ કડવો શુકન કહ્યો નથી. જે કંઇ કહેછે તે એવા મીઠા વચનથી કહેછે કે તે સાંભલીને હું કદીપણ વિરક્ત થતી નથી."

સુબોધચંદ્રે કહ્યું:-"આ સંસારના તમામ સુખને અડધાથી વધારે **ત્હમારી** (સ્ત્રીની) ઉન્નતિના ઉપર આધાર રાખેછે. ત્હમારા જીવનને ઉત્કર્ષ કર્યાથી જનમંડલને સઘળા વિષયમાં લાભ થશે. ત્હેમાંથી સર્વ કરતાં વધારે ઉત્તમ લાભ **છોકરાંનું પાલન** કરવું છે. નારી હૃદયમાં કુસંસ્કારરૂપી અંધારાથી ઘેરાયલા, ભૂતપ્રેતની રેહેવાની જગાને બદલે સુશિક્ષાના તેજસ્વિ પ્રકાશથી પ્રકાશમાન સ્ત્રીનું મન જો કોમલ મનના બાળક બાલિકાનું પરિચાલક થાય તો તેથી આપણા દેશનું ભવિષ્ય બીજો આકાર ધારણ કરશે, ત્હેમાં કંઇ પણ સંદેહ નથી."

સરળાએ પૂછયું:-"બીજા કેટલાક મ્હોટા માણસોની માતાના ગુણવિશે કહો, જેઓ માતાના ગુણથી સંસારમાં મનુષ્યત્વ અને અતુલ પ્રતિભાના દૃષ્ટાંત રાખી ગયાછે ?"

સુબોધચંદ્રે જવાબ દીધો:-"અમેરીકાનો જોન રેનડલ્ફ નામના એક રાજનીતિજ્ઞ પંડિતે કહ્યું છે કે, જો મ્હને બાલ્યકાલની સ્મૃતિ સર્વદા યાદ ન હોત તો હું ઇશ્વર દ્વેષી નાસ્તિક થઇ જાત. મ્હારી સ્વર્ગવાસી માતા મ્હારા બે હાથ પોતાના હાથમાં પકડીને મ્હને

મ્હારા ગુટણપર બેસાડીને કહેતી 'આપણો પિતા સ્વર્ગમાં છે.' માતાનો ધર્મભાવ તથા ચરિત્ર છોકરાંના જીવનમાં કેવું આશ્ચર્યકારક પરિવર્તન કરી શકેછે, ત્હેનું દૃષ્ટાંત કવિ કાઉપર પોતાના મિત્ર રેવરેંડ જાન ન્યુટનના જીવનચરિત્રમાં એક જગાપર લખે છે કે, એના માબાપનું મરણ નીપજ્યાથી ખારવાનું કામ કરવા લાગ્યો અને ત્યાં રહીને ઘણુંજ ખરાબ કામ કરવાનો આરંભ કર્યો, જ્યારે યૌવનની ચંચલતાને લીધે પાપમાર્ગમાં પગ મૂકાતો હતો અને બહુકાલથી તે પાપરૂપી કીચડમાં ફસાઇને પોતાના આત્માનો નાશ કરતો હતો ત્યારે એક દિવસે એકાએક બાલ્યકાલે માતાની પાસેથી મળેલો ઉપદેશ યાદ આવ્યો તેથી તેના મન પ્રાણને ખેદીત કરી નાખ્યાં. ત્હેને જણાયું કે માતા જાણે પરલોકનો આવરણ ઉન્મોચન કરીને ત્હેના પ્રાણમાં પ્રકાશિત થઇ હોય, અને ધીરે ધીરે ત્હેને ધર્મ અને સાધુતાનો માર્ગ દેખાડી ગઇ હોય. શેરૂટન નગરની એક વિદ્યાલયમાં બાલિકાની પરીક્ષા લેવાની વેળાએ અમેરિકાનો પ્રખ્યાત પ્રેસિડંટ **એડમ** હાજર હતો. તે વેળાએ છોકરીઓએ ત્હેને જે માનપત્ર આપ્યું હતું, તેથી ત્હેનું હૃદય ઘણુંજ પીગલ્યું. માનપત્રના જવાબમાં ત્હેને પોતાના જીવનના ઉપર સ્ત્રીચરિત્રનું બળ કેટલું કાર્યકારી થયું હતું, તે ત્હેણે નીચે લખેલા બોલોમાં અતિ સુંદર ભાવથી પ્રકાશ કર્યું છે:–

સુશિક્ષિત અને સંપૂર્ણ રીતે સંતાન પાળનમાં કુશળ માતા મળવી એ મનુષ્યનું મ્હોટામાં મ્હોટું ભાગ્ય સમજવું, અને હું એવો સુભાગીછું એમ કહીને મારી માતા તરફની એક ફરજ બજાવુંછું બાલ્યકાળમાં મ્હારી માતા મને સદ્ઉપદેશ આપતી અને ત્હેનું તાત્પર્ય હાલમાં એજ આવ્યુંછે કે નીતિ અને ધર્મપરાયણતા મ્હારા જીંદગી પર્યન્તના સત્યમિત્રો થઇ પડયાછે. એ પવિત્ર માતાએ મ્હને જે જે સુશિક્ષા આપીછે તે હું સંપૂર્ણરીતે અમલમાં આણી શકયો નથી અને વાસ્તવિકરીતે મ્હારે કબુલ કરવું જોઇએ કે જે જે અપૂર્ણતા હાલ મ્હારામાં છે તે બધી મ્હારી પોતાનીજ ભૂલથી રહીછે. કારણકે તે પરલોકવાસી માતાના સદ્ઉપદેશ પ્રમાણે હું અક્ષરસઃ ચાલ્યો નથી.* ફ્રાન્સનો બાદશાહ નેપોલિયન બોનાપાર્ટે કહ્યું છેઃ—બાળકનું ભવિષ્ય સારૂંનરસું સંપૂર્ણરીતે **માતાના** ઉપર આધાર રાખેછે, મ્હેં પોતાના જીવનમાં જે ઉન્નતિ, ઉત્સાહ, ઉદ્યોગીપણું અને આત્મ સંયમન વગેરે ગુણો મેળવ્યાછે તે સર્વ ગુણ મેળવવામાં મ્હારી માતાએ મ્હને ઘણીજ મદદ કરીછે. નેપોલિયન બોનાપાર્ટનું જીવન ચરિત્ર લખનાર કહેછે કે ત્હેની માતા વિના બીજા કોઇની પણ આજ્ઞા ત્હેની ઉપર ચાલતી નહોતી, જે સદુપાય અવલંબન કરીને સ્નેહપ્રીતિપૂર્ણ શાસન તથા ન્યાયાનુષ્ઠાનથી

* સ્માઇલ્સ કૃત કરેક્ટર પૃષ્ઠ ૪૭.

પુત્રને ત્હેની (માતાની) તરફ પ્રેમ, સમાન કરતો અને ત્હેની આજ્ઞા પાલવામાં યત્નવાન પેદા હતો, તે માતાની પાસેથી નેપોલીયન આજ્ઞા પાલતા શીખ્યો હતો.* સરળા ! સારી કેળવણી અને સારા આચરણ વંશ પરંપરાથી જનમંડલનું ઘણુંજ કલ્યાણ અને મંગલ કરેછે. હવે વિચાર કરીને જો, સ્ત્રીનું સામર્થ્ય સર્વ કાલે સર્વ દેશમાં એકસરખુંછે કે નહિ. જનમંડલની નીતિ અને ચરિત્ર સ્ત્રીઓની અવસ્થાની ઉન્નતિ અથવા અવનતિની ઉપર કેટલો આધાર રાખેછે. જ્યાં સ્ત્રીઓએ જેટલી ઉન્નતિ મેળવીછે અને શિક્ષિતછે ત્યાં લોકસમાજ પણ તેટલી ઉન્નતિ મેળવવાને આગળ પડીછે, જ્યાં સ્ત્રીચરિત્ર કુશિક્ષિત કુસંસ્કાર અને ખરાબ આચરણમાં ડુબ્યું છે, ત્યાં જોશું કે મનુષ્યસમાજ પણ આધોગતિને પ્રાપ્ત થાયછે–અને હીન દશાગ્રસ્ત થાયછે.

---

## પ્રકરણ ૭ મું.

સરળા અને સુબોધચંદ્ર આવી રીતે વાતચીત અને ચર્ચા દ્વારા જે સર્વ વાત ન્યાયપૂર્વક જણાતી હતી, તે સર્વ કામમાં આણવાનો યોગ્ય સમય સમજતા હતા, ટૂંકામાં કેહેવું હોયતો આમ કહી શકાય કે, તેઓની

* સ્માઈલ કૃત કરેક્ટર પૃષ્ઠ ૪૨.

જીવનની ગતિ બદલાઇ ગઈ હતી, આકાંક્ષા આશાને માર્ગે અગ્રસર થઇ હતી, પ્રાણમાં છુપાયલા સાધુભાવ ખીલ્યા હતા, જેમ ઉષાના સમાગમથી અંધકાર જાયછે, તેમ સાધુસંકલ્પના પ્રવાહથી અપવિત્ર ભાવ તેઓની જીવન ભૂમિમાંથી ધીરે ધીરે જતા રહ્યા. કર્તવ્યજ્ઞાનનો એવો પ્રભાવ છે કે, તે મનુષ્યની જડતા અને આલસ્ય ચિરદિવસને માટે દૂર કરેછે. તેઓના અંતઃકરણમાં એવો એક આશ્ચર્યજનક ઉત્સાહ અને ઉદ્યમ ઉત્પન્ન થયો હતો કે તેઓ હવે શાંત બેસવા પામતાં નહિ. એઓ બાળકને **માણસાઈ**માં આણવામાટે યત્નવાન થયાં. પેહેલેથી એવા ઘણા સંકેત, ઘણા ઉપાયો જાણી લીધા હતા, તે ઉપાયો ચાર પાંચ મહિનાના બાળકની ઉન્નતિ કરવામાં કાંમે લાગે એવા હતા. આજે સાંઝે સુબોધચંદ્ર, માતા અને સ્ત્રીસાથે આ વિષેની વાતચીત કરવા બેઠો.

સુબોધચંદ્રે કહ્યું:—"મા! ત્હમે મ્હને **માણસાઇ**માં આણવામાટે જે સર્વ ઉપાય અવલંબન કર્યા હતા, ત્હેમાંના ત્હમે કેટલાક કહ્યા હતા."

માએ જવાબ દીધો:—"જે ખરાબ શિક્ષણથી બાળકોનું જીવન ખરાબ માર્ગે જાયછે ત્હેનું મ્હેં કંઇક વર્ણન કર્યું હતું. અને શા ઉપાય પકડયાથી ત્હને આ સર્વ બાબતોથી દૂર રાખ્યો હતો, તે દેખાડયું હતું. મ્હેં એવું કંઇ પણ કહ્યું નથી કે જેણે સાક્ષાત્ ભાવે ત્હારી બાલ્યશિક્ષાને મદદ

કરી હોય. આજ તેવિષે કંઇક કહીશ. બીજું જે વેળાએ તું મનુષ્યપદ ધારણ કરવા લાયક થયો, ત્યારે જ્ઞાનની ન્યૂનતાથી કેટલાક વિષય સારી પેઠે હું સમજતી નહોતી, હમણા હું વૃદ્ધ થઇછું, બાળકને માણસાઇમાં આણવાને જે ઉપાય અવલંબન કરવા જોઇએ તે હું હાલ વધારે જાણુંછું. સારાં છોકરાં કર્મક્ષેત્રમાં ધર્મનો પ્રદીપ હાથમાં લઇને જ્ઞાનમાર્ગ ઉપર આગળ થાય એવી ઇચ્છા સઘળા માબાપના મનમાં જાગૃત હોયછે. કીર્તિમાન પુત્રથી વંશનો ગૌરવ વધેછે. જે કુટુંબ, સારા છોકરાંના પ્રભાવથી પવિત્ર થાયછે, ત્હેના વંશની સુગંધીથી કુટુંબનું મુખ ઉજ્વલ થાયછે, તે કુટુંબ—તે ઘર-આ કુશિક્ષા-મરૂભૂમિમાં-શાન્તિ, પવિત્રતા અને સદાચારનું મ્હોટું સરોવર છે, ત્હેમાં શું કોઇને 'સંદેહ થાય એમ છે? પરંતુ દીલગીર છું કે તેવું નિર્દોષ અને વિમળ શિક્ષાસૂચક આદર્શ કુટુંબ આપણા દેશમાં ઘણુંજ જવલેછે. ભાઈ, તું અંગ્રેજી શીખ્યોછે, ઘણાંક અંગ્રેજી પુસ્તકોમાંથી બાળકને કેળવણી આપવાની ઘણીક ઉપયોગી વાતનો સંગ્રહ કરેછે, અને તે તું ત્હારી સ્ત્રીને કહેછે, ત્હેમાં હું વિરોધી નથી, જ્યાંથી જે કંઇ સદુપદેશ મળે ત્હેને ગ્રહણ કરવો જોઇએ, પરંતુ આપણાં છોકરાંને માણસાઈમાં આણવામાટે આપણા દેશના આદર્શચરિત્ર કાહાણીરૂપે તેઓને સમજાવવાનો યત્ન કરવો જોઇએ."

સુબોધચંદ્ર બોલ્યોઃ-"મા! મ્હને યાદ છે કે હું જ્યારે ઘણોજ ન્હાનો હતો ત્યારે મ્હને તું પાસે બેસાડીને, રાજા હરિશ્ચંદ્રની કથા, વાલ્મીકનીમુક્તિ વગેરેની કહાણી સંભળાવતી હતી, હું આશ્ચર્ય થઇને ત્હારા મ્હોં સામું જોઇને સાંભળતો હતો તે હું કદીપણ ભૂલીશ નહિ, જો આજે પણ મ્હારા મનમાં એ વાત તાજી છે."

માએ કહ્યુંઃ-"રાજા થઇને જેવું હરિશ્ચન્દ્રે સ્વાર્થ ત્યાગ અને કલેશ સહન કરીને સત્ય છોડયું નહિ-પાપી **રત્ના-કરે** રામનામ જપ કરીને જેવું નવજીવન મેળવ્યું હતું અને અંતે વાલ્મીકિ નામથી જગત્માં પ્રખ્યાત થયોછે, તે જો કોમળ મતિવાળા બાળકના સરળમનમાં અંકિત કરી નહિ દીધાથી છોકરાં કેવી રીતે સત્યને માટે પ્રાણ આપી શકે—ભગવાનને માટે સર્વ સુખ વિસર્જન આપવા શીખે? જો બાળકને કહાણી કહેવામાં આવેતો **વાલ્મી-કિની મુક્તિ-હરિશ્ચન્દ્રનો સ્વાર્થ ત્યાગ-યુધિષ્ઠિરની** ધર્મનિષ્ઠા-**ભીષ્મ**નું શરશય્યામાં સુવું, અને **અર્જુન**નું રણકૌશલ તથા બાહુબલ અતિ સરળ ભાષામાં ત્હેની પાસે કહેવી. જો કહાણી કહેવી હોયતો બાળકોને પાસે બેસાડીને **રામચંદ્ર**ની પિતૃભક્તિ, ભાઇ ઉપર પ્રેમ અને લોકરંજનને માટે સ્વાર્થત્યાગ. **લક્ષ્મણ**નો મ્હોટા ભાઇ ઉપર અથાક પ્રેમ તથા વીરત્વ કહાણી રૂપે બાળકોને સારી પેઠે સમજાવવાનો યત્ન કરવો. રા-

જકુમારી **સતીએ** પિયરમાં શિવનિંદા સહન કરી નહિ શકયાથી આત્મહત્યા કરી હતી. રાજદુહિતા તથા રાજ વધૂ હોવા છતાં **સીતા** રામચંદ્રજીની સાથે વનમાં જવાને તૈયાર થઇ, અરણ્યવાસનું સર્વ પ્રકારનું દુઃખ કષ્ટ ત્હેને સમજાવ્યાં છતાં કોઇ રીતે ત્હેને આ દુરૂહ સંકલ્પથી વિરત કરી શકયા નહિ. રામના સહવાસમાં જાનકીને ચિરદિન દુઃખ કષ્ટ ભોગવવું પડયું હતું તે છતાં કદીપણ રામની નિંદા કરી નહિ. બીજા જન્મમાં રામને મેળવવાની કામના કરી હતી. દરિદ્ર બ્રાહ્મણ કુમાર **સત્યવાન**નું મરણ જાણીને પણ **સાવિત્રી**એ ત્હેને પોતાનો પતિ નિર્ધાર્યો હતો અને સંસારની સામે પ્રેમનું એક આશ્ચર્યજનક દૃષ્ટાંત દેખાડી ગઇછે, તેથીજ કહુંછું કે આ સર્વે જાતીયચરિત્રના અક્ષય દૃષ્ટાંતો સરળ ભાષામાં ન્હાના ન્હાના બાળકો અને બાળકિઓના અસ્ફુટન્ત મનમાં ઠસાવવાનો યત્ન કરવો અતિ જરૂરનો છે. લોકો સંતાનલાભને મહાપુણ્યનું કાર્ય સમજેછે. જે દેશના માણસો વંશની રક્ષા નહિ થયાથી સર્વ નાશ સમજેછે અને નરકમાંથી ઊદ્ધાર થતો નથી એવું સમજેછે, તેથી સંતાન મેળવવામાટે એકથી વધારે સ્ત્રીઓ પરણેછે, તેઓને છોકરાંને માણસાઇમાં આણવામાં ઉદાસીન જોયાથી અંતઃકરણમાં ઘણુંજ દુઃખ ઉપજેછે, તોપણ સર્વદા આવુંજ નજરે પડેછે."

સુબોધચંદ્રે પૂછયું:–"મા! આમ થવાનું શું કારણ હશે? લોકો શું આ વિષય ઉપર વિચાર કરતા નહિ હોય? સારીરીતે આ વિષય નહિ સમજ્યાથી શું આપણી આવી દુર્દશા થઈ હશે?"

માએ જવાબ દીધો:–" બેટા! આજકાલ લોકો વધારે સંસારની બુદ્ધિના વશીભૂત થઈને કામ કરેછે, ધર્મબુદ્ધિ અને ધર્મભાવ જનમંડળમાંથી દૂર થયોછે, તેથીજ આપણી આવી દશા થઈછે. અરણ્યમાં નહિ ગયાથી ધર્મસાધન થતું નથી, વેપાર કરવા જતાં ઠગાઇ કરવાની જરૂર પડેછે, ચાકરી કરવા જતાં પ્રવંચના કરવી અને લાંચ ખાવી એ અન્યાય નથી; આવો ખરાબ ભાવ આપણા દેશના માણસોમાં પ્રવેશ થયોછે, એ આપણી ખરાબીનું કારણ છે, આવી અવસ્થામાં માબાપ પોતે માણસાઈમાં આવી શકતા નથી, પોતે માણસાઇમાં નહિ હોયતો છોકરાંને માણસાઇમાં લાવવાનું જ્ઞાન ઉત્પન્ન થનારૂં નથી. આંધળાને જોવું, બહેરાને સાંભળવું, મુગાંને વાત કહેવી, પાંગળાને પર્વત ઉપર ચઢવું, ઠીંગણાને ચંદ્રમા પકડવો એ આપણી આગળ થઇ શકે એમ જણાય; પરંતુ પોતે **માણસ**માં નહિ હોયતો માણસના જેવો સંતાન મેળવવાની ઈચ્છા કરવી, સત્યવાદી અને ધર્માકાંક્ષી લોક નહિ થતાં, છોકરાંનું ધર્મમય જીવન જોવાની ઇચ્છા કરવી, પોતે વ્યભિચારી અને દારૂપીનાર થઇને સારા છોકરાંનો પિતા થવાના કરતાં

બીજું અન્યાય કાર્ય શું છે તે અમે જાણતા નથી. બીજું જે માતા ભૂતના ભયથી ડરેછે; અંધારામાં ભૂતને ફરવાનો કાળ સ્થિર કરી રાખ્યોછે, પીપળામાં ભૂતનું રહેઠાણ જાણેછે, અને તનદુરોસ્ત અવસ્થાને પીડા જાણીને તે ભૂત પૈશાચ ડાકણ વગેરેનો આક્રમણ તરીકે વિશ્વાસ કરેછે, તેઓના પાલનથી છોકરાં ઉન્નત મનના માણસો થશે એવી આશા શું કદી રખાય ?"

સુબોધચંદ્રે પૂછયું:—" મા! ત્હમે આપણા દેશની પૂર્વાવસ્થાની સાથે હાલની તુલના કરીને શું કંઇ ખરાબી જોતાં નથી ?"

માએ જવાબ આપ્યો:—"એક મ્હોટા પરિવર્ત્તન એ જોવામાં આવેછે કે પેહેલાના માણસો ધર્મની તરફ જોઈને—કર્ત્તવ્યની તરફ નજર રાખીને—સઘળાં કામ કરતાં હતા. હમણા પણ કેટલાક કુટુંબમાં જોવામાં આવેછે કે વૃદ્ધ ઘરની ધણીઆણી સઘળાઓને ખવાડીને પોતે ખાવા બેસેછે—એવી વેળાએ કોઈ અતિથિ આવતો સાંભળીને પીરસેલું ભાણું અતિથિને આપીને ત્હેની સેવા કરેછે અને પોતે કદાપિ અનાહારથી આખો દિવસ ગાળેછે અથવા ફરીથી રાંધીને ખાયછે. બાળકો પોતાની માતાને અથવા દાદીને આવો ત્યાગ સ્વીકારતા જોતા હતા, તેથી પોતે પણ ત્યાગ સ્વીકારતા હતા. પ્રાચીનકાળમાં હિંદુ કુટુંબમાં ઓળખાણ વગરના પીડિતની સેવા ચાકરી, વિપત્તિમાં પડેલાને આ-

શ્રય, અતિથિને અન્ન આપતા હતા. એ સર્વે કારણથી બાળકો સહજ દયાશીલ, હૃદયવાન અને મિષ્ટભાષી થતું શીખતા હતા. ઘણા દુઃખની સાથે કહુંછું કે, તે બધા સુખના દિવસ જતા રહ્યાછે. પેહેલાંનાં છોકરાં ઘરના સઘળાં કામની અંદરથી સુશિક્ષણ મેળવતાં હતાં, હમણાં ત્હેનાથી વિપરીત અવસ્થા જોઉછું."

સુબોધ ચંદ્રે કહ્યું:–"મા! ત્હમારી વાત મ્હને ઘણીજ મીઠી લાગેછે.

માએ કહ્યું:–પૂર્વે, બાર મહિનામાં ઘણી પર્વણિમાં ધર્મકર્મનાં કાર્ય થતાં હતાં, હમણાં એ સર્વે ધીરે ધીરે જવાં માંડયા છે. તેને બદલે લોકો બીજું નવું કંઇ ગ્રહણ કરતા નથી, ધર્માનુષ્ઠાનના સ્થાનો ધીરે ધીરે શૂન્ય થતાં જાયછે, જ્યાંરે બાળકો જુએ કે મ્હારા વડીલો ભગવાનનું નામ વિસારીદેછે–સર્વ પ્રકારના ધર્માનુષ્ઠાનથી દૂર થઈને જીવન ગાળે છે ત્યારે તેઓને ઉત્કૃષ્ટ ધર્મ જીવન મેળવવાની આશા કયાં રહે?"

સુબોધચંદ્ર બોલ્યો:–"પારકાના દોષ શોધવામાં અને પરાયાની નિંદા તથા ચર્ચા કરવામાં આપણા લોકો મંડેલાછે, જે અપરાધ પોતાની અંદર હોયતો તે તલ જેટલો જાણે, પણ બીજામાં તેટલો હોયતો પર્વતના જેટલો પ્રમાણ કરીને, તેની ચર્ચામાં જેવીરીતે સમય ગાળેછે, પોતાના દોષને લઘુ સમજીને પારકાના દોષ વધારેછે તેથી આનંદ

માનવામાં જેમ પડેલા હોયછે તે જોઇને બાળકો બાલ્ય કાલથી તે સર્વ શીખેછે; આવી અવસ્થામાં આત્મ દૃષ્ટિ વગરના માબાપની બેખબરદારીમાં બાળકો કુશિક્ષા મેળવીને ઉત્તરકાલે સંસારની ઘણીજ હાનિ કરેછે. એટલામાટે માબાપે વિશેષ ભાવથી યાદ રાખવું જોઈએ કે, પોતાના દરેક કામ પોતાના છોકરાંનાં પ્રત્યેક પળમાં શીખીલેવાનો વિષય થઇ પડેછે.”

માએ કહ્યું :-“ જો બાળક બાળિકા જાણે કે, મ્હારા માબાપ આ ચરાચર વિશ્વના અધિપતિ પરમેશ્વરની સત્તામાં આસ્થાવાન નથી-જો બાળકો જાણવા પામે કે મ્હારા મા બાપ પોતપોતાનાં અપરાધની તરફ લક્ષ રાખતા નથી, ઘણીક વેળાએ પોતાના મળતામય જીવનના ઉપર સદય વ્યવહાર કરીને ન્યાય રહિત જીવન ગાળેછે, ત્યારે જે બાળકો જન્મથી લઇને આખરસુધીનું કર્ત્તવ્યજ્ઞાન રહિત જીવન બનાવેછે અને પછી ઉત્તરકાળે સ્વાર્થપરતાના ભયંકર રૂપથી જનમંડલમાં ફરવા શીખેછે, ત્હેમાં કંઇ આશ્ચર્ય નથી.”

સુબોધચંદ્ર બોલ્યો:-“જરા સ્થિરભાવથી વિચાર કરીને જોયાથી જણાશે કે, ધાર્મિકને ધર્મજ્ઞાન, રાજાને રાજ્યશાસનનું જ્ઞાન, સમાજ-તત્વવિત્તને સમાજ-શૃંખલા વિષયનું જ્ઞાન, અને લોકની પ્રકૃતિ, પણ તે પ્રકૃતિગત અભાવ જ્ઞાન નહિ હોય તો ખરેખર યોગ્ય ગૃહસ્થાઇ તથા ખરી ગૃહિ-

ણી થઇ શકાતી નથી. એક વેળાએ આ સર્વ ગુણનો સમ-
વિકાશ વિના નરનારી સંસાર ધર્મનો મર્મ સમજીને કાર્ય
કરવામાં શક્તિમાન નહિ થાયતો, કુટુંબનું મંગળ સાધન
થવું અસંભવ થઇ પડે છે, જેટલો ગુણ મેળવેછે તે તેટલો
સંસારમાં કૃતકાર્ય થાયછે.



## પ્રકરણ ૮ મું.

હવે સુબોધચંદ્રનો છોકરો નિર્મળ ચાલતાં શીખ્યોછે,
તે હવે અહિંથી તહિં ફરતો ફરેછે, જે વાત સાંભળેછે તે
શીખી લેછે, ત્હેના શરીરનો ભરાવ અને શક્તિ વધવાની
સાથે ત્હેના હૃદયમનનો ભાવ પણ ખીલ્યોછે. સઘળા
કામની અંદર ત્હેનાજ્ઞાન તથા બુદ્ધિનો આભાસ મળેછે, આ
બાળકના જીવનમાં એવો સમય આવ્યોછે, કે ત્હેની
સામે મનુષ્ય જીવનનું વીરત્વ, મહત્ત્વ, સાધુતા અને વિન-
યનું જીવંત ચિત્ર અંકિત કરવાથી, પુણ્ય, પવિત્રતા, પ્રેમ
અને દયાની મનોમુગ્ધકર છબી પકડવાથી મલિન સંસા-
રની દુર્ગંધમય આ ઝેરી હવાથી ત્હેને દૂર કર્યાથી, વિકટ
વેશધારી નાના પ્રકારની કુશિક્ષાની ચઢાઇથી ત્હેનો બ-
ચાવ થઈ શકે, આ બાળક ભવિષ્યમાં મનુષ્યનામની
સાર્થકતા કરી શકે, એનો જીવનાભિનયન મનોહર દૃશ્યથી
એના માતાપિતા, સગાવ્હાલાંને નયન મનની પરિતૃપ્તિ

આપી શકે, એ બાળક ભવિષ્યપર એક મનુષ્યના જેવું જીવન ગાળવાને સમર્થ થાય, એનો સ્વજનવર્ણનું અને સ્વદેશના લોકોનું ઘણું કલ્યાણ કરી શકે, એનો કોણાથી નિર્ણય થાય?

એક દિવસ સાંઝે સરળા સુબોધચંદ્રની પાસે બેસીને કહેતી હતી કે "આટલા દિવસ સુધી જે વાતચિત થઇ હતી તેમાંની ઘણી ખરી આપણા પોતાના કર્ત્તવ્ય સંબંધીની હતી. છોકરાને માણસાઈમાં આણવામાટે આપણે કેવું થવું જોઇએ કેવી રીતે તૈયારી કરવી જોઇએ તે વિષે કહ્યું હતું. અવશ્ય એવી પણ ઘણી વાત કરીછે કે તે સાક્ષાતભાવથી બાળકના જીવનનમાં લગાડી શકાય. મ્હારી ખાતરી થઈ છે કે ત્હમારી સલાહપ્રમાણે છોકરાને ચલાવવાથી દાહાડે દાહાડે આપણો છોકરો માણસાઇના માર્ગ ઉપર આગળ વધેછે, પરંતુ ત્હેનું હૃદય, મન, જ્ઞાન, અને બુદ્ધિને યોગ્ય રીતે ખીલવવાની શી તૈયારી કરવી જોઇએ? મ્હને તો માલમ પડેછે કે હજીસૂધી આશાનું રૂપ ફળ ઉત્પન્ન થયું નહિ."

સુબોધચંદ્રે કહ્યું:—"કેળવણી આપવાના જેવું મ્હોટું કામ એકે નથી. તે કામ કરવું ઘણુંજ કઠણ છે. હાલની શિખવવાની રીતિ ઉત્કૃષ્ટ નથી, તેથી મનુષ્યની જેટલી જોઇએ તેટલી ઉન્નતિ થતી નથી. કેળવણી આપવાની રીતિમાં નિયમસર ઉન્નતિ કર્યાથી, જનમંડળમાં પાપ, તાપ, રોગ અને ગરીબાઇ ઘણી ઓછી થવાનો સંભવ છે. આ

વિષયનું સઘળું વૃત્તાન્ત ત્હને કહેતાં ઘણાંક મહિના થાય તેથી આજે ટૂંકામાંજ કહુંછું.

ત્હને પ્રથમ કહ્યું હતું કે બાળક જન્મતાંજ શિક્ષણ મેળવેછે. ત્હેના સુકોમળ નેત્ર પળે પળે તરેહવાર અદ્‌ભુત વસ્તુ જુએછે, અને ત્હેના સુકુમાર કાનપર પ્રત્યેક ક્ષણમાં ગુરૂ, લઘુ, મધુર, કર્કશ વગેરે વિવિધ પ્રકારના શબ્દો અથડાયછે. જેમ જેમ ત્હેનું શરીર સુદ પક્ષની ચંદ્રકળાની પેઠે દાહાડે દાહાડે વર્ધિત થાયછે તેમ તેમ ત્હેની મનોવૃત્તિઓ દાહાડે દાહાડે જાગૃત્ થાયછે. એટલામાટે ઘણીજ ન્હાની ઉમ્મરથી છોકરાંના અંતઃકરણને યોગ્ય માર્ગે ચઢાવવાં અને ખરાબ માર્ગેથી દૂર રાખવાનો ઉપાય કરવો જોઇએ. તેઓને પેહેલાંથી નમ્ર નહિ કર્યાથી પછીથી નમ્ર કરવાં કઠણ પડેછે. તેઓને બે વર્ષની ઉમ્મર સુધી માતાવિના બીજું કોઇપણ વશીભૂત કરી શકતું નથી. તે કાળે કેવળ સ્નેહમયી માતાજ અંતર સ્વભાવવડે સ્વકૃતિથી કુમાર કુમારીમાં શ્રમ રહિત કેળવણી અને વિનયનાં બીજ રોપી શકેછે; તે વેળાએ તેજ તેઓનો શિક્ષાગુરૂ અને ત્હેનો મૃદુ ખોળોજ તેઓની ઉત્તમ કેળવણી લેવાનું સ્થળ થઇ પડેછે. જેથી તેઓ તનદુરોસ્ત અને પ્રફુલ્લ ચિત્ત રહી શકે, નાનાપ્રકારના પ્રત્યક્ષગોચર પદાર્થ ઓળખે, અને ત્હેના ગુણદોષ જાણી શકે, કીટ પતંગાદિ ઈતર જંતુઓને કલેશોત્પાદનમાં અને પ્રાણુ સંહાર કરવામાં પરાંગમુખ થાય, અને

અદેખાઇ વગેરે રિપુના વશીભૂત નહિ થતાં બીજાં બાળકો-
ની જોડે મિત્રતા કરવામાં પ્રવૃત્ત થાય, ત્હેના વિષય પ્રથમ-
થીજ યત્ન કરવો જોઇએ. હમણાં આપણો છોકરો બે વર્ષનો
થયોછે. ત્હેને હમણાંથીજ સ્કુલમાં મોકલવો જોઇએ.
કારણ કે આ વખતજ કેળવણીનેસારૂ અનુકુળ છે. આ-
પણા નિર્મળચંદ્ર (છોકરાંનું નામ) ને બે વર્ષ પુરાં થ-
યાંછે; અને ત્રીજું ચાલેછે. આ વખતથીજ ઘણી સંભાળ
લેવાની જરૂર છે. આ કાળ જો બાળકને લાડ લડાવવામાં
આપણે બેરીકરાઇથી ગાળીએ તો આગળ ઉપર તેનું પ-
રિણામ સારૂં આવવાની સંભાવના ઘણીજ થોડીછે. તું
જાણેછે કે કુમળા વેલાને જેમ વાળીએ તેમ વળેછે, તેવીજ
રીતે નિર્મળની મનોવૃત્તિરૂપી વેલો પણ આપણે જે માર્ગે
લઇ જઇશું તે ઉપરજ ભવિષ્યમાં તેની વર્ત્તણુક બંધાશે.
અને થોડો અથવા ઘણો અંશ હાલના બંધાયેલા ધોરણ
ઉપર આધાર રાખશે. આ વખતેજ બાળકના મનમાં એક
જાતના ફેરફાર થાયછે જેથી કરીને તે પોતાની આસપા-
સના માણસોના કાર્યો ઘણીજ તીક્ષ્ણ નજરથી જુવેછે,
અને તેની છાયા મન ઉપર અચલિત રીતે પડી જાયછે.
એજ વાસ્તે આપણે આપણી તથા નિર્મળના સહવાસમાં
આવતા સઘળા માણસોની રેહેણી કરણી ઉપર ખૂબ ધ્યાન
આપવું જોઇએ. તો સરળા હવે કહે કે આપણે અને બીજા-
ઓએ કેટલા સાવચેત રેહેવાની જરૂર છે. આટલી ઉમરનાં

છોકરાને વાસ્તે તો વિલાયતમાં શાળાઓ છે. જેથી બચ્ચાઓને વગર શ્રમે સુશિક્ષાનો બોધ અપાયછે."

સરળા–"બે વર્ષનાં છોકરાંને તે વળી નિશાળ શી? એવાં બાળક ત્યાં જઇને શું શિખે? ઉલટાં રૂવેતો ખરાં. અને મહેતાજીને કંટાળો આપે. જરા બાળક રૂવેછે તો બાપપણ કંટાળી જાયછે. એ તો માતાજ ભલી કે તેમને સંભાળીને બરોબર તેમના મનને શાન્ત રાખી શકે."

સુબોધચંદ્રઃ–"એમ નહિ. ન્હાના છોકરાને શિખવાનું સ્થળ આપણા દેશમાં ગામઠી યા સરકારી શાળા છે તે નહિ. પણ એવી ન્હાની ઉમરના બાળકની શાળા તો તદ્દન જુદાજ પ્રકારની, જુદા ધોરણ ઉપર ચલાવવામાં આવેછે. તેવી બાળશાળા તો આપણા આ આર્યવૃત્તમાં તો છેજ નહિ. વિલાયત અને જર્મનિમાં ન્હાના બાળકોને શિખવવાની શાળાઓ છે. કાચી વયના ઉછરતાં બાળકોને શી રીતે શિખવાયછે તે રીતિ કેવળ જુદીજ છે. એવી શાળાની વ્યવસ્થા પણ કાંઇ વિચિત્ર છે. આપણા દેશમાં જેમ બાળકોને શીખવવાસારૂ ચાર પાંચ રૂપીયાના પગારવાળા માસ્તરોછે તેમ ત્યાં હોતું નથી. પણ ન્હાની ઉમરના છોકરાને ભણાવવા સારૂ અનુભવી, વિદ્વાન, વૃદ્ધ અને શાન્ત પ્રકૃતિના મ્હોટા પગારવાળા માણસો હોયછે."

સરળાઃ–"એ શાળાવિષે કાંઈ તમને વિશેષ જ્ઞાન હોયતો મને કહો."

સુબોધચંદ્ર:–" એ શાળામાં અપાતું શિક્ષણ એવા પ્રકારનું જોઇએ કે બાળકો તેને રમત પ્રમાણે માને, અને શાળા તે શાળા નહિ, પણ ગમતનું સ્થાન ગણી શકાય, બાળ વિદ્યાલયની વ્યવસ્થા અને શિક્ષણ આપવાની રીતિનું સવિસ્તર વર્ણન કર્યાથી ઘણું લાંબું પીંજણ થઇ પડશે એટલા માટે એ વિષયના કેટલાક જરૂરી મ્હોટા મ્હોટા નિયમનું વર્ણન કરૂંછું."

૧ અભ્યાસ કરવાનો ઓરડો વિશાળ સ્વચ્છ, અને સ્વચ્છ હવા આવે જાય એવો જોઈએ. પ્રકાશ બધે સ્થળે બરોબર પડવો જોઈએ. બાળકોને સ્વચ્છ વસ્ત્ર પેહેરવાનું તથા સ્વચ્છ હવામાં રેહેવાનું મનમાં ઠસાવવું જોઇએ.

૨ બાળકોના અંતઃકરણમાં સર્વ વિષયમાં પવિત્ર ભાવનો આવિર્ભાવ થાય અને સર્વ અશુદ્ધ વિષય પર વિરાગ ઉત્પન્ન થાય, એવો બાળવિદ્યાલયમાં બંદોબસ્ત રાખવો જોઈએ. એ વાસ્તે તેઓની રમવાની જગા સ્વચ્છ સુંદર રાખવી જોઇએ, અને તે સુંદર પુષ્પના ઝાડથી સુશોભિત કરવી જોઈએ, તેઓ ત્હેની શોભા જોઇને સતત પ્રફુલ્લ રહે તેથી તેઓના અન્તઃકરણની વૃત્તિઓ દિવસે દિવસ ખીલે, અને વિશોધિત થાય.

૩ જે રમતથી હાથ પગ વગેરે શરીરના અવયવ સંચલત થઇને બળની વૃદ્ધિ થાય તેવી રમતની વ્યવસ્થા

કરી રાખવી જોઈએ, હવા મળે એટલામાટે ખુલ્લી જગાપર રમવાની જગા બનાવવી જોઇએ.

૪ મ્હોટી ઉમ્મરમાં નાના પ્રકારના લોકોની સાથે કેવો વ્યવહાર રાખવો જોઈએ, ત્હેનો અભ્યાસ આ વિદ્યાલયમાંથીજ કરાવવો જોઇએ, એટલામાટે, બાળશાળાના નિશાળિયાની સંખ્યા ઘણીજ ઓછી રાખવી જોઈએ. પચાસ કરતાં ન્યૂન, અને એક સોથી વધારે રાખવી ઠીક નથી. તેમાં સર્વ પંક્તિના બાળકોને દાખલ કરવાં જોઈએ.

૫ તેઓ પરસ્પર કેવી રીતે ચાલેછે તે શિક્ષકોએ જોવું જોઈએ, અને જ્યારે તેઓ એકત્ર મળીને રમે અથવા વાતચીત કરે, ત્યારે શિક્ષકોએ તેઓથી ગુપ્ત રહીને તે સર્વ જોવું તથા સાંભળવું, અને તેઓમાંથી કોઇ અપરાધ કરે તો ત્હેને તે વેળાએ સુધારવાની તજવીજ કરવી જોઈએ.

૬ શિક્ષા ગુરૂએ બાળકોના ઉપર સર્વદા સ્નેહ, દયા, વાત્સલ્ય અને પ્રસન્નભાવ દેખાડવો, અને પોતાના મનની સ્ફુર્તિનો ભાવ દેખાડીને તેઓની મનોવૃત્તિઓને સતેજ કરવી, તેમ કરવામાં તેઓ આજ્ઞા નહિ લોપે ત્હેના વિષય સાવચેતી રાખવી જોઈએ.

૭ બાળકો કીટપતંગાદિ જોયાથી ત્હેને પકડીને મારી નાંખેછે, એથી કરીને તેઓને નિર્દયાચરણ કરવાનો આસ્તે આસ્તે અભ્યાસ થાયછે. એટલામાટે, યત્નપૂર્વક એ વિષયનો પ્રતિવિધાન કરવો જોઇએ. જીવજંતુંને યા-

તના આપવી એ ઘણુંજ ખરાબ ધર્મવિરૂદ્ધ કામ છે, એ તેઓને સમજાવવાનો યત્ન કરવો, અને કોઈપણ પાલિત પશુના ઉપર સર્વદા સારો વ્યવહાર રાખવાનો અભ્યાસ કરાવીને, તેઓનો આ પાપાંકુર મૂળમાંથી કાઢી નાંખવાનો યત્ન કરવો.

૮ શ્રદ્ધા, ભક્તિ, દયા, ક્ષમા, ન્યાય, સત્ય, સરળતા, વાત્સલ્ય, ઉદારભાવ આ સર્વ વિશુદ્ધ ધર્મના અનુષ્ઠાનમાં બાળકોને સર્વદા ઉત્સાહિત કરવાં જોઇએ. રાગ, દ્વેષ, મિથ્યા કથન, ઠગાઇ, લોભ, મદ, માત્સર્ય, ખળતા, કપટતા, ભીરૂતા, નિષ્ઠુરતા, અશ્લીલતા અને બીજા સર્વ પ્રકારનાં અયોગ્ય આચરણ દમન કરાવવાં જોઇએ. કોઇ બાળક કોઈ વિષયમાં ઉપર લખેલાં અનુચિત આચરણ કરે તો તેઓને શાસન કરવું જોઈએ. બીજા સાથેભણનારા બાળકોના દ્વારા તેઓના ગુણદોષનો ન્યાય કરાવીને, તેઓને શરમાવીને, અને તિરસ્કાર દેખાડીને, તેનાથી નિવૃત્ત કરવાં જોઇએ. શિક્ષા ગુરૂએ ન્યાયાધિશ બનીને બાળકોની જુરી (પંચ) બનાવીને એ વિષયના ન્યાયકાર્યમાં પ્રવૃત્ત કરવાં જોઇએ, એમ થયાથી અપરાધિ બાળક ઘણોજ શરમાઇને નિવૃત્ત થશે, અને બીજા બાળકોની ન્યાય વૃત્તિની પણ ઉન્નતિ થયાથી અધર્માચરણપર અશ્રદ્ધા થશે. તેમ થાયતો, ન્યાય, સત્ય અને દયા બાળશાળામાં સુસ્પષ્ટ લક્ષણ સ્વરૂપે થશે અને ત્યાં પુણ્યસ્વરૂપ હવા પ્રવાહિત થશે.

૯. ભૂત ડાકણની બીહીક, વગર પાયાના અલક્ષણ અને બીજા ઘણાક વિષયના કુસંસ્કાર જનમંડલમાં સર્વત્ર વ્યાપી રહેલા છે. એ સઘળા ભ્રમાંકુર બાળકોના ચિત્તરૂપ ખેતરમાં કાયમ નહિ થાય તેને માટે ઉપદેશ આપવો, અને વાતચીતમાં એ વિષયનો અનાદર તથા ઉપહાસ પ્રકાશ કરીને ત્હેનો ઉપાય કરવો આવશ્યક છે. આ સર્વ વિષયની આશંકા અંતઃકરણમાં એકવાર પેશેછે તો તે કાઢવી ઘણીજ મુશ્કેલ પડેછે.

૧૦ બાળકોની શારીરિક શક્તિ વધે અને ધર્મપ્રવૃત્તિની ઉન્નતિ થાય એવો બંદોબસ્ત ત્યાં કરવો જોઈએ. ત્હેના કેટલાક ઉદાહરણ દેખાડવામાં આવ્યાં, તેઓની બુદ્ધિવૃત્તિ પરિચાલનના વિષયમાં પણ વધારે યત્ન કરવો જોઇએ. આંખ, કાન વગેરે ઇન્દ્રિય સર્વથી પેહેલાં સતેજ અને કર્મણ્ય હોયછે. એટલામાટે જો નાના પ્રકારના કુદરતી પદાર્થ તથા કારીગરીવાળી વસ્તુ એકઠી કરીને તેઓને દેખાડવામાં આવે અને ત્હેના વિષય શિક્ષણ આપવામાં આવે તો તેઓ ઘણીજ થોડી મુદતમાં ઘણાક વિષય શિખવાને સમર્થ થાયછે. પ્રથમ અક્ષર અને શબ્દ શિખવવાના કરતાં ચારેબાજુના પ્રકૃત પદાર્થ દેખાડીને શિખવવું એ વધારે લાભકારી છે, એ હમણા નિઃસંદેહ સિદ્ધ થયું છે, બાળકો વર્ણ અને શબ્દ શિખવાને કોઇ રીતે અનુરક્ત હોતા નથી પરંતુ ઝાડ, વેલ, ગુલ્મ, ફળ, મૂળ, પુષ્પ,

પશુ, પક્ષી, પતંગ, માટીના ધાતુના પથ્થરના અને ચિત્રેલી તસવીર વગેરે કુદરતી પદાર્થે જોવા અને ત્હેના વિષય સાંભળવામાટે ઘણોજ આગ્રહ અને ઘણીજ ઉત્સુકતા પ્રકાશીત કરેછે એટલામાટે વિદ્યાલયમાં ઉપર લખેલાં નાના પ્રકારના સજીવ નિર્જીવ અને દુર્લભ સામગ્રીની જડમય પ્રતિમૂર્ત્તિ અને ચિત્રમય પ્રતિરૂપ એકઠી કરી રાખવી જોઇએ. બાળકોને સર્વથી પેહેલાં કેવળ શબ્દ શિખવવામાં નહિ લગાડતાં સુરીતિવડે તે સર્વ વસ્તુના આકાર, પ્રકાર, ગુણદોષના સંબંધી ઉપદેશ આપ્યાથી ત્હેના પ્રફુલ્લ મનમાં થોડી મુદતમાં ઘણું જ્ઞાન ઉપાર્જન થઈ શકેછે, અને તે સંચિત કરેલું જ્ઞાન ઉત્તરકાલે નાના પ્રકારની પ્રગાઢ વિદ્યાના અનુશીલમાં ઉત્તમરૂપે કામ આવેછે. બાળકો નિત્ય નિત્ય નવું શીખવાને ચાહેછેં, એટલામાટે સુકૌશલસંપન્ન સદુપદેશ આપીને તેઓને ઉપજેલી અજાયબી પાર પાડવી કર્ત્તવ્ય છે. પરંતુ તેઓને એકદમ એક કલાકથી વધારે વખત સૂધી પાઠ શીખવવામાં નિયુક્ત કરવાં નહિ. નાનાપ્રકારની વસ્તુના ગુણ, ઘણી જાતના પશુપક્ષી વગેરેના સ્વભાવ, દેશનગરવગેરેના નામ, થોડીક અંકગણિત, રેખાગણિત સંબંધી ખેતરના આકાર, ધીરે ધીરે ધર્મનીતિ સંબંધી નિબંધ એટલુંજ બાળશાલામાં શીખાવવું જોઈએ.

આવી બાળવિદ્યાળયમાં શીખવવાનું કામ કરવું, એ

કંઇ જેવું તેવું નથી. તેમાં ઘણાં અસાધારણ ગુણની જરૂર પડેછે. જેણે પોતે ઘણીક રીતનું વાસ્તવિક સુંદર રૂપથી શિક્ષણ મેળવ્યું છે, તે અનાયાસે અનભિજ્ઞ બાળકોને શીખવી શકશે; જે શાંત, સત્હૃદય, ક્ષમાવાન, ધૈર્યવાન, મધુર ભાષણ કરનાર, અને સર્વદા દૃષ્ટાન્તઃકરણ અને ખુશ મીજાજી હોયછે, જે બાળકોના ઉપર માતાના જેવો સ્નેહ પ્રકાશ કરેછે, અને બંધુની પેઠે સદ્ભાવ દેખાડીને તેઓની પ્રીતિનું આસ્પદ તથા શ્રદ્ધા ભાજન થઈ શકેછે, અને જે પાઠ–શિક્ષા વિષયમાં તેઓના અન્તઃકરણ આકર્ષણ અને તેઓની મનોવૃત્તિઓ સુમાર્ગે લઇ જવાના ઉત્તમ ઉપાય જાણેછે, તેજ બાળવિદ્યાલયમાં શિક્ષકતાના પદમાં અધિરૂઢ થવાને યોગ્ય પાત્ર છે. નિયમસર કેલવણી નહિ આપ્યાથી શિક્ષકતાના કામમાં હોશિયારી મળી શકતી નથી, એટલામાટે, તે વિષયનું શિક્ષણ આપવામાટે એક જૂદી પાઠશાળા સ્થાપવી જોઇએ. જેઓ ત્યાં શિક્ષકતાના કામની કેળવણી લઈને પરીક્ષામાં પાસ થાય ત્હેના શિવાય બીજા માણુસને તે કામમાં લગાડવા નહિ જોઈએ.

બાળકો ૬–૭ વર્ષની ઉમ્મર સૂધી બાલ્યશાળામાં ભણ્યા પછી, તેઓને તેના કરતાં ઉત્તમ વિદ્યાલયમાં ભણાવવામાં આવેછે, ત્યાં ૧૪–૧૫ વર્ષની ઉમ્મર સૂધી રાખીને તેના કરતાં ગુરૂતર વિષયનું અધ્યયન કરાવવામાં આવેછે. જ્ઞાનની ઉન્નતિ

અને જ્ઞાન મેળવવાની પ્રીતિ ઉત્પન્ન કરવી એ કેલવણી આપવાના સ્થળપરના બંદોબસ્ત ઉપર ઘણો આધાર રાખેછે. એટલામાટે બાલ્યશાળાની પેઠે આ વિદ્યાલય પણ વિશાળ જગાએ સ્થાપન કરવી અને સ્વચ્છ રાખવી જોઈએ. પાઠગૃહ અને તેની ચાસપાસની જગા ઉત્તમ પ્રકારની હોય તો બાળકોનું ચિત્ત રંજન અને શિક્ષાનું ફળ થઈ શકેછે તેનો બંદોબસ્ત કરવો જોઈએ. એની આસપાસની જમીનપર સુંદર માર્ગ અને મનોહર વૃક્ષની હાર કરી તેને સુશોભિત કરવી અને ઠેક ઠેકાણે વૃક્ષલતાદિ રીતસર ગોઠવીને વનસ્પતિ વિદ્યા શિખવવાના ઉપયોગી કરી રાખવી જોઇએ. જો ઉપર કહેલી રીતના પ્રમોદકર માર્ગની વચ્ચે વચ્ચે એકાંત સ્થલ તથા સ્વચ્છ અને સુંદર આસન તૈયાર કરવામાં આવે તો, બાળકો વખતે વખત તે માર્ગપર ફરે અને બેસીને ઘણીક રીતના બોધજનક વિષયનો પ્રસંગ કાઢીને આનંદિત થાય, તેઓ જો આવા સુંદર સ્થાનમાં સુનિપુણ શિક્ષકપાસે નિયમપૂર્વક શિક્ષણ લે તો વિદ્યાલયના ઉપર વિરાગ તથા વિદ્વેષ પ્રકાશ કરવો તો દૂર રહ્યો, પણ તેને પરમ સુખદાયક સુરમ્ય સ્થાન જાણશે, તેમાં સંદેહ જણાતો નથી. એટલુંજ નહિ પણ ઉપર લખેલી ઉત્કૃષ્ટ પદવીની વિદ્યાલય વિદ્યાર્થિઓને કેલવણી આપવામાં અને ચરિત્ર સુધારવામાં ઘણી ઉપયોગી થઈ શકે એમ છે. જો વરંડામાં સોક્રેટિસ,

બેકન, ન્યુટન, ફ્રાંકલીન, પાસ્કેલ, વોશીંગટ્ન મેન્સીની, શિવાજી, આર્યભટ્ટ, ભાસ્કરાચાર્ય, રામમોહનરાય, કેશવચંદ્રસેન, દાદાભાઈ નવરોજી, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, તુકારામ, નાનક, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ઇત્યાદિ જગદ્વિખ્યાત મહાત્માઓના વિશેષત: જેઓએ પ્રથમ વયમાં જ્ઞાનાનુશીલન અને ધર્માનુષ્ઠાન વિષયમાં વિશેષ રૂપથી યશ મેળવ્યો છે, તેઓની પ્રતિમૂર્ત્તિ સ્થાને સ્થાને રાખવામાં આવે, અને ઠેક ઠેકાણે લાંકડાના તકતા ઉપર પરમાર્થઘટિત અને સુનીતિસૂચક નીતિસાર તથા પદાર્થવિદ્યાદિ વિજ્ઞાનશાસ્ત્ર સંબંધીય સિદ્ધાંતિક વાત લખી રાખી હોયતો એ સમુદાય, બાળકોના નેત્ર પથમાં સતત પતિત થઇને નિરન્તર સ્મરણમાં આવે, અને શિક્ષકો પણ ઠેક ઠેકાણે તે સમુદાયનો તાત્પર્ય, વિવરણ અને ઉપર લખેલા મહાપુરૂષના સચ્ચરિત્ર અને સદ્વિદ્યાનું વર્ણન કરીને વિદ્યાર્થિઓને દ્દઢતર રૂપથી ઠસાવાનો યત્ન કરેતો ઘણું સારૂં ફળ થાય.

શિક્ષણ આપવામાટે અને સમજાવવામાટે જે વસ્તુની જરૂર છે, તે સર્વ સંગ્રહ કરીને વિદ્યાલયમાં રાખવી જોઇએ. પદાર્થવિદ્યાસંબંધી નાનાવિધ વિષય પ્રત્યક્ષ પરીક્ષા કરીને દેખાડવામાટે દુરબીન, સૂક્ષ્મદર્શક, ઠરમામીટર, ( તાપમાન ) બેરોમીટર ( વાતનિર્યાન ), હોકાયંત્ર વગેરે વિવિધ યંત્ર સંગ્રહ કરીને અને વરાળયંત્ર, વાયુઘરટ, વારિઘરટ વગેરે પ્રતિરૂપ તૈયાર કરીને રાખવાં

જોઈએ. પ્રાકૃતિક ઈતિહાસ શિખવવામાટે જીવતાં અથવા મરેલાં મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગાદિ જંતુ, નાના પ્રકારનાં દેશના વૃક્ષલતાદિ વનસ્પતિ, અને સોનું, રૂપું, ત્રાંબું, પારો, લોઢું, સીસું, ગંધક, પલાટિનમ ઈત્યાદિ સર્વ પ્રકારની, ખાણની વસ્તુ, એકઠી કરી રાખવી જોઇએ. જે વસ્તુઓ મળવી દુર્લભ હોય તેઓનાં ચિત્ર કરી રાખવાં જોઈએ.

બાળકોને કુદરતી અને કારીગરીની સ્થાવર વસ્તુવિષે શિક્ષણ આપવામાટે તેનાં સુંદર ચિત્રમય પ્રતિરૂપ સંગ્રહ કરી રાખવાં જોઈએ. નદી, સમુદ્ર, પર્વત, દ્વીપ, સરોવર, ગુફા, જ્વાલામુખી, પાણીના ધોધ, ગરમ પાણીના ઝરા, સમુદ્ર ઉપર બરફ, બરફથી ભરપૂર ખેતરો, ઝાડ વગેરે સુંદર દેખાવની જમીનના કડકાઓ, ગામ, નગર, સુપ્રસિદ્ધ કીર્તિસ્તંભ, મ્હોટા મ્હોટા કારખાનાંવગેરે કારીગરીની બનેલી વસ્તુ અને કુદરતી દેખાવો શિખવા યોગ્ય નમુના તથા નાના પ્રકારના દેશના ઉત્તમોત્તમ ચિત્રમય દેખાવોની તસબીર પાઠશાળામાં ચારેબાજુએ ટાંગવી, અને સજાવી રાખવી જોઇએ, તેથી બાળક બાળીકાઓ તે સર્વદા જોઈને, તેને યાદ રાખશે, અને તે વિષયનો પ્રસંગ તથા આલોચના કરીને હમેશાં અહ્લાદિ થશે. એક જાતનું કાચનું બનાવેલુ યંત્ર છે તેમાં જોયાથી ચિતરેલી વસ્તુ ખરી વસ્તુની પેઠે જણાયછે. બાળકોને તેવાં યંત્રમાં

જોવાડયાથી, તેઓ જ્ઞાનામૃતરસ-સંબલિત અપર્યાપ્ત આનંદ-સુધા પાન કરેછે.

હાલ જર્મની અને અમેરિકામાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થયોછે, ખેડુત, કારીગર વિગેરે બીજાં સાધારણ માણસો વિદ્યારૂપ પીયૂષ પીવાને સમર્થ થયાછે, તેથી તે દેશમાં શિખવવાની રીતિ ઉપર વધારે ધ્યાન આપવામાં આવેછે. જર્મનીમાંના પ્રુશિયા દેશની પેહેલાં શિક્ષોપયોગી વિદ્યાલયમાં પણ પરમાર્થ અને ધર્મનીતિ, રેખાગણિત અને અંકગણિત, પદાર્થવિદ્યા અને રસાયણવિદ્યા, ઈતિહાસ, ચિત્રવિદ્યા, હસ્તલિપિ, સંગીત, થોડું થોડું કારીગરીનું કામ, અને કસરતની કેળવણી આપવામાં આવેછે. કોઈ વિદ્યાનુરાગી સુપંડિતે જર્મનીની કેટલીક વિદ્યાલયની કેળવણી આપવાની રીતિ વિષય **જાર્જ કુંબ** નામના એક વિદ્વાનને એક પત્ર લખ્યો હતો, તેમાં જાણવા જેવું ઘણું છે તેમાંથી થોડુંક ત્હને કહુંછું.

"ત્યાંના વિદ્યાર્થિઓ શિક્ષા ગુરૂને ભયનો વિષય સમજતા નથી; ઉલટા મિત્ર સ્વરૂપ જાણેછે. તેઓ તેને ઘણું કરીને દર પખવાડીએ એક વાર કોઇ પાસેના કારખાનામાં લઇ જાયછે, તેઓ ત્યાં જઈને સર્વ કાર્ય જુવેછે, અને ત્યાંના યંત્રદ્વારા કેવી રીતે કયી વસ્તુ તૈયાર અને કિયું કામ થાયછે તેનું કારખાનાંના ઉપરીઓ ઘણી ખુશીની સાથે તેઓને જ્ઞાન આપેછે. જો તેઓ કાગળના કારખાનાં જોવા જાય

તો કપડાં કેવી રીતે સાફ થાયછે, કેવી રીતે તે વટાઇને માવો થાયછે, ત્યારબાદ કેવી રીતે તેમાં ચીકાસ નાખેછે, કેવી રીતે માવાના કાગળ તૈયાર થાયછે, લીલા કાગળ કે-વી રીતે સૂકા થાયછે, ત્યારબાદ તેને કેવી રીતે કાપીને ન્હાના મ્હોટા કરેછે વગેરે કાગળ સંબંધી તમામ વ્યાપાર પ્રત્યક્ષ દેખાડીને તેઓને તે કારખાના સબંધી કાર્યનું વૃ-ત્તાન્ત લખવા કહેછે અને ત્યાં જે વસ્તુ તૈયાર થાયછે તેનું પણ વિવર્ણન કરવાનું કહેછે.

ગરમીની મોશમમાં શિક્ષાગુરૂ પોતાના વિદ્યાર્થિઓને બે ત્રણ અડવાડિયાને માટે ચાલતાં, દેશમાં મુસાફરી કરવા લઇ જાયછે. ચાલતાં ચાલતાં જે સ્થાનમાં જેટલી કૌતૂહલજનક વિષય જોવામાં આવેછે, તે વિદ્યાર્થિઓને દેખાડેછે, અને જે રસ્તે જાયછે, તેની બન્ને બાજુએ અને તેની થોડે છેટે જેટલા કારખાના હોયછે, પુરાતન કિલ્લા હોયછે, અને જોવા જેવી વસ્તુ હોયછે તે દેખાડેછે. અને રસ્તામાં તેઓ ધાતુ, વનસ્પતિ અને પતંગ વગેરે કુદરતી પદાર્થ એકત્ર કરતા કરતા જાયછે. તેના યોગે તેઓને વિ-શ્વકાર્યનું આશ્ચર્ય સૌન્દર્ય જોવાનો અભ્યાસ થાયછે. જો **હાટસ** નામના ધાતુની ખાણવાળા પહાડી પ્રદેશ ફરવા જાયછે તો ખાણમાં ઉતરીને ધાતુ ખણવાની રીતિ પદ્ધતિ જુએછે, અને ત્યાં વાયુ કેમ લેવામાં આવેછે તથા પાણી કેવી રીતે ઉલેચી લેવામાં આવેછે તે જુએછે, ત્યારપછી

ત્યાંથી જમીન ઉપર આવીને ખાણમાંથી ધાતુ કેમ ઉપર લેવામાં આવેછે અને તેને કેવી રીતે શુદ્ધ કરવામાં આવેછે, અને કેવી રીતે રૂપાથી રૂપીઆ તૈયાર થાયછે તે પણ બતાવવામાં આવેછે.

તેઓને આ સર્વ વિષય વિશેષ અવગત થયા પછી, કદાચ લોઢાનું કારખાનું જોવા લઇ જાયછે, ત્યાં તેઓ ઘણુંજ જ્ઞાન મેળવેછે. અગ્નિસ્થાન, નાના પ્રકારની ભઠ્ઠી, લોઢું કાઢવાની રીતિસંબંધી તેઓને દેખાડવામાં આવેછે, અને ઉત્તમ પ્રકારે તેના સંબંધી જ્ઞાન આપેછે. બીજું શિક્ષાગુરૂ તેઓને જોડે લઈને જે જે સ્થાને મીઠું પકાવવાનું કામ થાયછે, અને કાચ, ચીનાઈ વાસણો અને તેવીજ બીજી જાતની રસાયણ વિદ્યાની રીતિ અનુસારે વસ્તુ તૈયાર થાયછે ત્યાં લઈ જાયછે. જો પાસે ધાતુ દ્રવ્ય મળેલો કોઇ પાણીનો ઝરો હોય તો ત્યાં પણ તેઓને લઇ જઇને ત્યાંના પાણીનો સ્વભાવ વિષય ઉપદેશ આપેછે, આવી રીતે તેઓની જ્ઞાનોન્નતિ કરવાનો જેટલો સહેલો માર્ગ થઇ શકેછે તેમાં તેઓ કંઇપણ ન્યૂનતા રાખતા નથી.

આવીરીતે મુસાફરી કર્યાથી કેવળ તેઓના મનની ઉન્નતિ થાયછે એટલુંજ નહિ, પણ શરીરની મજબુતાઇ વધેછે, તેઓને જલદીથી એકદમ ઘણે છેટે લઈ જવામાં આવતા નથી કે જેથી તેઓ થાકી જાય.

દેશભ્રમણ સમાપ્ત કરીને વિદ્યાલયમાં પાછા આવ્યા

પછી વિદ્યાર્થિઓને મુસાફરીનું સર્વ વૃત્તાંત લખવું પડેછે. જે જે સ્થાનમાં મુસાફરી કરવામાં આવેછે તેનો કેવી રીતનો સ્વભાવ છે, ત્યાં શી શી વસ્તુ ઉત્પન્ન થાયછે, કેવી ખાણની વસ્તુ મળેછે, શી શી કારીગરીની વસ્તુ પ્રચલિત છે એ સર્વનું વર્ણન કરવું પડેછે. તેઓ ઉપર લખેલા સર્વ વિષયનું વર્ણન કર્યા પછી, શિક્ષક તે જોઇને સુધારી આપેછે. તેઓ જે વનસ્પતિ અને ખાણની વસ્તુ એકત્ર કરીને લાવ્યા હોયછે, તે પોતાની વિદ્યાલયમાં શીખવાના ઉપયોગમાં આણેછે. એ વિદ્યાર્થિઓ ભૂગોલ, જ્યોતિષ, રેખાગણિત, ધર્મવિષયક પુસ્તક અને ફ્રેન્ચ ભાષા શીખેછે તેઓ જ્યોતિષ વિષયમાં કેવળ ચંદ્રનું દૂરત્વ, પૃથ્વીનો વ્યાસ અને વાર્ષિક ગતિ ઈત્યાદિ વિષય અધ્યયન કરીને બેસી રેહતા નથી, નક્ષત્રોની વ્યવસ્થા પણ શીખેછે. તેઓને રેખાગણિત સંબંધી સર્વ આકૃતિના વિષયની આલોચના કરવી પડેછે, તેઓના કેટલાક લાકડાના કડકાની આકૃતિ કરીને તેઓને પ્રત્યક્ષ દેખાડવાની તજવીજ રાખેછે. જેઓ પોતાની મેળે લાટીન ભાષા શીખવામાં વિશેષ રૂપથી આગ્રહ દેખાડેછે તેઓને તે પણ શીખવેછે. બાળકોને કસરત શીખવવામાટે બગીચામાં કેટલાક લાકડાના માચા બનાવેછે. શિક્ષકો તેઓને તે વિષયમાં સર્વ પ્રકારે ઉત્સાહ આપેછે."

સુબોધચંદ્રે કહ્યું:—"આપણા જેવા ગરીબ માણસના

ઘેર આવી આશાનુરૂપ તૈયારી કંઈજ થઇ શકનાર નથી. એટલુંતો છે કે હું પોતે ઘણીક ખોટ જોઉછું અને તે યથા સાધ્ય દૂર કરવાને પણ યત્ન કરૂંછું. તું જે ન્યૂનતા તથા અભાવ સમજેછે, તે મ્હને જણાવ્યાથી, જે મ્હારા ત્હાથી નિવારણ થનાર હશે ત્હેને દૂર કરવાને પણ યત્ન કરૂંછું, અને જે ત્હને વિચાર તથા પરિશ્રમ કરવાની જરૂર છે તે હું કહીશ."

સરળા બોલી:—"આપણા ઘેર પેલો ફોટોગ્રાફનો આલબમ છે, ત્હમે તો ભાઈને દેખાડતાં જોયોછે, તે જોવામાં કેટલો આતુર જણાયછે. આલબમ ઉઘાડીને તે પોતાની છબી શોધીને દેખાડવામાટે મ્હને કહેછે. મા જો, જો આ હું છું," ત્હમારી છબી કાઢી ને કહેછે કે "આ બાપા રહ્યા," મ્હારી છબી શોધી કાઢીને કહેછેકે "મા આ તું છે," આના ઉપરથી સારીપેઠે સમજાય છે કે આપણો બે વર્ષનો છોકરો આપણી અને પોતાની આકૃતિ છબીમાં એકસરખી જુએછે તે પકડી શકેછે. આલબમમાં મ્હોટા મ્હોટા માણસોની છબી છે, જેઓને ભાઇએ કદી જોયા નથી તેઓનાં નામ એકવાર કે બેવાર કહ્યાથી તેઓને યાદ રાખેછે. આના ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે ત્હેને સમજવાની અને યાદ રાખવાની શક્તિ ઉત્પન્ન થઈછે. જો એવો કોઇ ઉપાય કરવામાં આવે, તેથી ત્હને શીખવવાની ઇચ્છા અને અજાયબીની વૃદ્ધિ થાયતો તેને હમણાથી ઘણા વિષય શીખવી શકાય."

સુબોધચંદ્રે કહ્યું :—" વિલાયતમાં છોકરાને અક્ષરો ઓ-ળખાવવા માટે નાના પ્રકારના સહેલા ઉપાય કર્યાછે. ધારો કે એક ઘણોજ મ્હોટો A અક્ષર અને તેની નીચે એક ગધેડાનું ચિત્ર આપ્યું છે તેની નીચે લખવામાં આવ્યું-છે 'ASS', એક B લખેલી તેની જોડે એક મધમાખીનું ચિત્ર કાઢેલું અને મધમાખીના ચિત્રની નીચે BEE લખ્યુંછે. બાળકો સ્વભાવતઃજ ચિત્ર જોવાને ઘણાંજ ખુશી હોયછે તેથી ચિત્ર દેખાડવાની સાથે અક્ષરની ઓલખાણ થાયછે."

સરળાએ કહ્યું :—" આપણે ઘેર એવી ગુજરાતી બે ચો-પડી છે. એક ચોપડીનું નામ વેદધર્મની પેહેલી ચોપડી. બીજી ચોપડીનું નામ બાળચિત્ર પોથી, તેમાંની એક ચોપ-ડીમાં " અ" લખીને ત્હેની નીચે " અજગર" નું ચિત્ર આ-પ્યું છે. આવી રીતે પુસ્તક તૈયાર કર્યુંછે તેમાં ચિત્ર સારાં-નથી, તે જો સારાં કરવામાં આવે તો ઘણોજ લાભ થાય. આશા રાખવામાં આવેછે કે ત્હેની દિવસે દિવસ ઉન્નતિ થશે. આવી ચિત્રવાળી ચોપડીથી થોડી મુદતમાં બાળક અક્ષર ઓળખતાં શીખેછે. આપણા ભાઇએ પણ થોડાક અક્ષરો ઓળખ્યા છે."

સુબોધચંદ્રે કહ્યું :—" મ્હેં આજે સવારે છોકરાંને શીખ-વવાના નવા રસ્તાથી ક, ખ, ગ, ઘ, ઙ., એ પાંચ વર્ણ શીખવ્યા છે."

સરળાએ પૂછ્યું :-" કિયો નવો રસ્તો પકડયો છે, તે મ્હને કહો ?"

સુબોધચંદ્રે કહ્યું :-"આપણા કૃષ્ણુરાવ પોતાના છોકરાને પાસે બેસાડીને સતાર વગાડેછે, અને સતારના સ્વરના બોલ ત્હેને શીખવેછે. હું કાલે આફિસમાંથી આવતીવેળાએ રસ્તામાં વિચાર કરતો હતો કે સતારના સ્વરથી છોકરાને ક, ખ શિખવી શકાય કે નહિ, રાત્રે કૃષ્ણુરાવને ત્યાં જઇને ત્હેના વિષે ચર્ચા કરી ત્યારે તેણે કહ્યું ઠીક છે કાલે સવારે એકવાર મેહેનત કરી જોશું, જણાય છે કે સતારના સ્વરથી શીખવી શકાશે. આજે સવારે કૃષ્ણુરાવ પોતાના છોકરાને લઇને બેઠા હતા, અને સતારના સુરથી છોકરાને ક, ખ વગેરે કહેવા લાગ્યા. ૩-૪ વાર આમ કહ્યા પછી પોતે સુર પકડીને તેને પૂછવા લાગ્યા, તે કહેવા લાગ્યો ક, ખ, ગ, ઘ, ઙ., વળી કાલે સવારે ચ, છ, જ, ઝ, ઞ. શિખવશું. એક વિષયપર બાળકનો આગ્રહ ઊત્પન્ન કરવો એ મુશ્કેલ કામ છે, જે કામ બાળકથી પૂરૂં થવાની જરૂર સમજીએ છિયે તેમાં ત્હેનો આગ્રહ ઉત્પન્ન કરી દીધાથી તે કામ સિદ્ધ થશે."

સરળાએ જવાબ દીધો:-" ત્હમે બરાબર કહોછો, જે સારૂં લાગેછે તેમાં એકાગ્ર થઇને કામ કારવામાં બાળક જેવી કુશળતા દેખાડે છે એવી કોઇ વખતે દેખાડતાં નથી."

સુબોધચંદ્ર બોલ્યો:-" આ જગાપર એક વાત કહી

રાખવી જરૂર સમજાુંછું કે, જેટલી સુંદર વસ્તુ બાળકની આગળ ધરવામાં આવશે તેટલું બાળકનું મન ખેંચાશે, તે બનાવ, કામ અથવા વિષય તેટલું બાળકને યાદ રેહેશે. આવી રીતે ઘણાક બાળકને યાદ વિષય રાખવાયોગ્ય ધર્યાથી તે યાદ રાખશે અને ત્હેની યાદદાસ્ત શક્તિ તેટલી વધશે પરંતુ એક વિષય ઉપર સાવચેત રેહેવું જોઈએ. આ યાદદાસ્તની શક્તિ વધારવા જતાં ત્હેનું જ્ઞાન, બુદ્ધિ અને વિચારશક્તિને ખર્વ કરી ન નાંખવી. ઘણીજ યાદદાસ્ત શક્તિની વૃદ્ધિ કરવા જતાં, મનના બીજા ભાગોની હાનિ થાયછે. જો મનના સઘળા વિભાગને ઘણીજ ઉન્નતિ કરવામાં આવે તો શરીરની હાનિ થવાની સંભાવના રહેછે. શરીર મનનું સામજસ્ય રાખવાનો યત્ન કરવો જોઈએ તેમાં ન્યૂનતા કરવી કોઇ રીતે ઠીક નથી.*"

સરળાએ પૂછ્યું:-"બાળકની સર્વ પ્રકારની ઉન્નતિ કરવી એ ઘણુંજ મુશ્કેલ કામ છે. યાદદાસ્ત શક્તિના વિકાશથીજ બાળકનું મન પેહેલા કાર્ય તરીકે જાણેછે ત્યારપછી જ્ઞાનબુદ્ધિ અને વિચારશક્તિ વગેરે ધીરેધીરે ખીલેછે, એ શું ઠીક છે ?"

સુબોધચંદ્રે જવાબ દીધો:-"સહજ ભાવથી જોવાથી તે જણાયછે ખરૂં, પરંતુ તે બરાબર નથી. બાળકના હૃદય

* બેઈનઝકૃત એજ્યુકેશન એઝઆ સાઈન્સ પૃષ્ઠ ૧૨૧.

તથા મન આ બે જાતના વિભાગના સર્વ ભાવ એકી વેળાએ ખીલવવાનો આરંભ કરેછે, તેમાંથી જેને બહારથી મદદ મળેછે તે બીજાની પેહેલાં લોકોની આંખને ખેંચેછે, જે વખતે તેની યાદદાસ્ત શક્તિ કામ કરેછે, અને ત્હેની ઉન્નતિની ઓળખાણ આપેછે. જે વખતે તું ઇચ્છા કરીશ તે વેળાએ જોવા પામીશકે બાળક જે સર્વ લોકોના ઉપર વધારે ખેંચાયલો હોય છે, તેના ઉપર પ્રેમ રાખે છે તું ત્હારા બે વર્ષના છોકરાને પૂછ, "કોણ ત્હને વધારે ચાય છે." તે તરત નામ કહેશે. એથી સમજાયછે કે બાળકને વિચાર કરવાની શક્તિ અને શોધી કાઢવાની શક્તિ ઉત્પન્ન થઇછે. સ્મરણશક્તિ સર્વેથી પેહેલાં નજરે પડેછે તેમ નથી. બહારની મદદથી જે જલદી ખીલવાનો લાગ મેળવેછે, તે પેહેલા ખીલેછે."

સરળા બોલી:–"છોકરાની સ્મરણશક્તિ ખીલવવાની તથા વૃદ્ધિ કરવાનો ઉપાય અને સહજ પ્રયોજનીય વિષય શીખવવાનો માર્ગ ત્હમે કહ્યો, હવે જ્ઞાન, બુદ્ધિ અને વિચારશક્તિ વગેરેને એકસરખી રીતે ખીલાવવાનો ઉપાય બતાવો?"

સુબોધચંદ્રે કહ્યું:–"બાળકને જ્ઞાનની સૂચના કેવી રીતે થાયછે તે વિષે આગળ ઘણી વખતે કહ્યુંછે. હવે ત્હને દેખાડીશ કે કેવા ઉપાય અવલંબન કર્યાથી જ્ઞાન વધવામાં સાહ્યતા આપે, જ્ઞાન સહેલાઈથી વધે. ધારો

કે આપણા છોકરાએ હાથ, પગ, આંખ, નાક, કાન વગેરે શરીરના અવયવનાં નામ જાણ્યાં છે, તેને પોતાના વાળ દેખાડવાને કહ્યાથી માથા ઉપર હાથ નાંખીને વાળ દેખાડેછે, તેમ પેલી મા, બાપ, ભાઇ; બ્હેન વગેરે બીજા સગાવહાલાંને જાણ્યાંછે, માને બાપા કહીને બોલાવ્યાથી, પોતે શરમાઇ ગયલો જોયોછે. એ સર્વ જ્ઞાનનું કામ છે. એ જ્ઞાનને ઘેરના સામાન્ય સામાન્ય વિષયમાં આબદ્ધ રાખવા એ કોઈ પ્રકારે વિચારવંતનું કામ નથી. ”

સરળાએ પૂછ્યું:–એ જ્ઞાનને વધારવાને અને બાળકને આ ઘરના સહજ જ્ઞાનમાં બહારનું જ્ઞાન મેળવવાનો ઉપાય શો છે તે કહો ? ”

સુબોધચંદ્રે કહ્યું:–“કાલે છુટી છે તેથી કાલે તું, ભાઈ, અને હું ભાયખાલે વિક્ટોરિયાબાગમાં સંગ્રહસ્થાન અને પશુશાળા જોઈ આવશું, તેથી તું જોઇશ કે આજે છોકરાનું જેટલું જ્ઞાન છે તેનાથી કાલે વધારે થયલું જણાશે તેથી શું તું જાણીશ નહિ કે બાળકનું જ્ઞાન દિવસેદિવસ વધેછે. ”



## પ્રકરણ ૯ મું.

બીજે દિવસ જમીને સુબોધચંદ્ર, સરળા અને નિર્મળ કુમારને વિક્ટોરિયા ગાર્ડનમાં લઇ ગયો. બગીચામાં નિર્મળ કુમારની નજર કેટલાંક વાંદરાઓપર પડી –નિર્મળ

કુમાર માબાપને પછવાડે મૂકીને પોતે આગળ જવા લાગ્યો અને ઉત્સાહપૂર્ણ વાક્યથી માબાપને બોલાવીને કહેવા લાગ્યો, જુઓ! જુઓ!! કેટલાં બધાં વાંદરાં! નિર્મળ કુમાર કોઇ વેળાએ માનાં લુગડાંનો છેડો પકડીને ખેંચતો, કોઇ વેળાએ પિતાના કોટની ચાળ પકડીને ખેંચતો. બાળક પોતાના મનમાં વિચાર કરતો હતો કે મ્હેં કદીપણ આટલાં બધાં વાંદરાં એકઠાં થઇને રમતાં જોયાં નથી, મ્હારા માબાપે પણ કદી જોયાં નહિ હશે. બાળક હમેશાં એમ ધારેછે કે ત્હેને જે નવું જણાયછે તે સર્વને નવું જણાતું હશે, એક વાંદરાનું બચ્ચું પોતાની માના પેટ ઉપર ટીંગાઈને સુતું હતું. બચ્ચાં સહિત માતા આમતેમ દોડતી ફરતી હતી, તે છતાં બચ્ચું પડી જતું નહોતું; એ જોઇને નિર્મળકુમારે પોતાની માને કહ્યું, 'મા! ઓ મા!! જો પેલું વાંદરાનું બચ્ચું કેવું ખોળામાં ટીંગાયું છે!!'

આમ સુબોધચંદ્રે, સરળા અને નિર્મળકુમારની જોડે બગીચામાં ફરીને સિંહ, વાઘ, રીંછ, હરણ, નીલગાય, વનમાણુસ વગેરે ઘણાંક પશુઓ તેમને દેખાડયાં. સરળાએ પેહેલાં એકવાર એ બધાં પશુઓ જોયાં હતાં, તેથી ત્હેને એમાં કાંઈ આશ્ચર્ય લાગ્યું નહિ. જે ત્હેણે પ્રથમ જોયાં નહોતાં, તે જોયાથી ત્હેને આનંદ ઉપજ્યો, તેમાં સંદેહ નથી, પરંતુ સુબોધચંદ્ર અને સરળાને સર્વથી મ્હોટો આનંદતો એ થયો કે નિર્મળકુમાર દરેક પશુનું નામ, તે

શું કરેછે, શું ખાયછે, વગેરે ઘણી ખબર પોતાની મેળે એકઠી કરવા લાગ્યો. દરએક નવું જનાવર જોતાંજ ત્હેનો આનંદ સમાતો નહોતો, તે આતુર થઇને "બાપા આ શું છે, મા પેલું શું," આમ ઉપરા ઉપરી પ્રશ્ન પિતા, માતાને પુછતો હતો. આવીરીતે આખો બગીચો ફરીને પછી સંગ્રહસ્થાનમાં ગયા. ત્યાંની રચના જોઇને નિર્મળ ઘણુંજ આશ્ચર્ય પામ્યો. અને તરેહવાર વસ્તુઓ જોઈને માબાપને ત્હેનાવિશે પ્રશ્ન કરતો હતો. ત્યાર પછી ગાડીમાં બેસીને ઘર તરફ આવવાં લાગ્યાં. આવતાં આવતાં રસ્તામાં નિર્મળ ઉંઘી ગયો. સરળાએ સુબોધચંદ્રને કહ્યું, આ વેળાએ મ્હેં એક નવું જનાવર જોયું, પેહેલાં જ્યારે આ બાગ જોવા આવી હતી ત્યારે મ્હેં ગેંડો જોયો નહોતો, તે આજે જોયો, અને બીજાં બે ત્રણ વનમાણસ આવ્યાં છે તે પણ જોયાં."

સુબોધચંદ્રે કહ્યું:-"કોઇ કોઇ વખતે ટાઉનહોલ, વિક્ટોરિયાગાર્ડન, સર જમસેદજી જીજીભાઇની હોસપીતાલ, મેડિકલકોલેજનું સંગ્રહસ્થાન, પ્રીનસેસડોક અને એવી બીજી કોઈ જગાપર ફરવા જવાથી પુષ્કળ નવી વસ્તુ જોવામાં આવે અને ત્હેની જોડે ઘણુંક કુદરતી અને ઇતિહાસિક જ્ઞાન મળેછે."

સરળા બોલી:-"ત્હમે જે કહોછો તે તો ઠીક છે, આમ ફરવામાં લાભ છે, હાનિ નથી પણ આટલા પૈસા ખર્ચે કરવા એ સેહેલા નથી. આપણા જેવા માણસને સર્વદા

આમ ફરવા જવું કદી સંભવતું નથી. હું તેથીજ વિચાર કરૂંછું કે જેઓ ગરીબ છે, તેઓ શું કરે ?"

સુબોધચંદ્રે જવાબ દીધોઃ—"આપણા જેવા, વિશેષ કરીને જેઓ આપણા કરતાં પણ ગરીબ છે તેઓને માટે જુજ કીંમતે સર્વ જીવજંતુની આબેહુબ તસબિર અને તેની જોડે ટૂંકું ટૂંકું ત્હેના જાતિય સ્વભાવનું તથા તે સંબંધી બીજું વર્ણન આપીને છાપેલા પત્રો તૈયાર મળવા જોઇએ, જેથી ગરીબ માણસો ઘેર બેસીને થોડે ખર્ચે અને થોડી મેહેનતે તે સર્વ પોતે જોશે, વાંચશે અને છોકરાંને સમજાવશે. આ જગાએ બીજી એક વાત કહુંછું કે વિલાયતમાં છોકરાંને કેળવણી આપવા માટે કેવળ તસબિરજ બનાવતા નથી, પણ રમકડાં તથા ખાવાની વસ્તુઓમાં વર્ણમાળાના અક્ષરો પાડેલા હોયછે જેથી તે અક્ષરો તથા ગણિતનું અલ્પજ્ઞાન આપવામાં સાધનભૂત થાયછે."

સરળાએ પૂછ્યું:—"તે કેવીરીતે તે મ્હને કહો ?"

સુબોધચંદ્રે જવાબ દીધોઃ—"અંગ્રેજી અક્ષરો ઓળખવા માટે રમવાના ગંજીફા જેવાં પાનાં કરેલાં છે. છોકરાંને બોલાવીને ત્હેની આગળ કેટલાંક પાનાં મૂકીને છોકરાંને કહેવામાં આવેછે કે, ડી, એન, પી, અને એકસ, આમાંથી કાઢી આપ, બાળક શોધીને કાઢી આપેછે અને કાઢી આપ્યાથી ત્હેને ઘણોજ આનંદ ઉપજે છે. આવાજ પ્રકારની પીપરમિન્ટની ટીકડીઓ અને બીસકીટો પણ બનાવવામાં

આવેછે. તેમના ઉપર વર્ણમાળાના અક્ષર તથા સુંદર ચિત્ર હોયછે, અને તે છોકરાંને ખાવા આપીને પછી બાળકને પૂછીએ કે ત્હેં શું ખાધું તો ત્હેનો જવાબ મળેછે કે એક 'એ' ઘોડાવાળી 'બે'જી ઘડીયાળવાળી મ્હેં ખાધી. સરળા આ પ્રમાણે કર્યાથી એક પંથને દો કાજ થાયછે. એક તો વર્ણમાળાના અક્ષરોનું તથા બીજું કુદરતી વસ્તુનું જ્ઞાન થાયછે."

સરળાએ કહ્યું:—" આતો શીખાવવાની ઘણીજ મઝાની રીત; બાળકને શીખાવવાનો આટલો સુંદર ઉપાય છે તે તો હું જાણુતી નહોતી. આપણા દેશમાં પણ એવાં કાંઇ સાધન હોય તો કેટલો ફાયદો થાય—માતા પોતેજ બાળકને ગામઠી નિશાળની અડધી કેળવણી આપે."

આવીરીતે વાતો કરતાં કરતાં સુબોધચંદ્ર પોતાનાં કુટુંબની સાથે ઘેર આવી પહોંચ્યો, બાળકની ઉંઘ પણ જતી રહી. બાળક ઉઠીને જુએછે તો ઘર આવ્યું છે, સાંઝ પડી ગઇછે. રાયચંદ્ર વગેરે સુબોધચંદ્રના કેટલાક મિત્રો સુબોધચંદ્રને ઘેર આવ્યા હતા એઓને જોઇને નિર્મળકુમારે પોતાના નવા જ્ઞાન ભંડારનો દરવાજો ઉઘાડયો. રાયચંદ્રને જોતાંજ નિર્મળકુમાર નાચતો નાચતો ત્હેની પાસે જઇને કહેવા લાગ્યો:—" મ્હેં આજે ઘણાં વાંદરાં જોયાં, એક વાંદરાનું બચ્ચું ત્હેની માના ખોળામાં સુતું હતું, તે પોતાની માના ખોળામાંથી ઉતર્યું નહિ, હું પણ માના

ખોળાપરથી હવે ઉતરીશ નહિ. એક વાઘ, બે વાઘ, ત્રણ વાઘ, તેઓ કરડી ખાય તેથી હું તેની પાસે ગયો નહિ, વળી સિંહ છે તે પણ કરડે, તે માણસ ખાયછે."

રાયચંદ્રે પૂછ્યું:–"બીજું ત્હેં શું જોયું?"

નિર્મળકુમારે જવાબ આપ્યો:–"બીજું શું? સાપ જોયા, તે ફુફાડા મારતા હતા! ત્હેની પાસે કોઇ જતું ન હોતું. મ્હને કરડવા આવ્યો હતો, હું ડર્યો નહિ."

રાયચંદ્રે પૂછ્યું:–"ભાઈ! બીજું ત્હે શું જોયું?"

નિર્મળકુમારે મ્હોં ઉપર આંગળી મૂકીને કહ્યું મ્હેં ઘણું જોયું, ઘણાં પક્ષીઓ તે બગીચામાં છે, ઘણાં મ્હોટાં મ્હોટાં પક્ષીઓ જોયાં–બીજું એક પક્ષી જોયું ત્હેનું શરીર ઘણુંજ મઝાનું હતું. બીજું મ્હેં એક જોયું કે એક પક્ષી ઉચ્ચુ મ્હોં રાખીને ફરતો હતો, અને તે ઊંચે મ્હોંએજ ખાતો હતો, તે માથુ નીચું કરી શકતો નહોતો. જગદીશ (નામનો એક ન્હાનો છોકરો) પોતાના બાપની સાથે આવ્યો હતો. (તે છોકરો નિર્મળકુમારનો જોડિયો હતો.) તે મારા ગળામાં હાથ ભેરવીને સ્નેહથી વારંવાર મ્હારૂં નામ લઇને કહેવા લાગ્યો, જો જો પેલા ઘરમાં ઘણાંજ વાંદરાં રાખેલાં છે. તેઓ વળી બિછાનું પાથરીને સુવેછે, મ્હેં ખાવાને આપ્યું, તેઓએ ખાધું, તેઓ ગમે તેમ નાચે કુદેછે. કાકા મ્હને તે વાંદરાં ઘણાં ગમેછે."

રાયચંદ્રે કહ્યું:–" તું ત્હેને પ્યાર કરેછે તો ત્હેને કેમ ઘેર નહિ લાવ્યો ? ત્હેનું નામ શું હતું તે તું જાણેછે ?"

નિર્મળકુમારે કહ્યું:–" ત્હેનું નામ વાંદરાં."

રાયચંદ્ર બોલ્યો:–" નહિ ત્હેને વાંદરાં કહેતા નથી."

નિર્મળકુમારે પૂછયું:–" ત્યારે તેઓને શું કહેછે ?"

રાયચંદ્રે જવાબ આપ્યો:–" ત્હેને વનમાણસ કહેછે."

નિર્મળકુમારે કહ્યું:–" ત્હેને વનમાણસ કહેછે ? વનમાણસ શું કરેછે ?"

રાયચંદ્રે જવાબ દીધો:–" વનમાણસ વનમાં રહેછે. ઝાડ ઉપરનાં ફળ ખાયછે અને ફરતાં ફરેછે."

નિર્મળે પૂછયું:–" વનમાણસ વનમાં રહેછે ? નહિ, એ તો બગીચામાં છે. ત્હમે જાણતા નથી, તે બગીચાના ઘરમાં રહેછે, મ્હેં જોયું છે."

રાયચંદ્રે જવાબમાં કહ્યું:–" પકડી લાવીને બગીચાના ઘરમાં રાખ્યાં છે."

નિર્મળકુમાર બોલ્યો:–" પકડી લાવેલાં છે. હું પકડીશ, હું પકડી લાવીને તેની જોડે બેસીને રમીશ. અને ત્હેને ખવાડીશ. ત્હેના ઉપર પ્યાર કરીશ."

રાયચંદ્રે કહ્યું:–" તું ત્હેને પકડવા જઈશ તો તે ત્હને કરડશે. તું ત્હેને પકડી શકીશ નહિ."

નિર્મળકુમાર બોલ્યો:–" હું ત્હેને મજબુત પકડીશ અને ત્હેને લઈને ઘેર આવીશ."

આવીરીતે નિર્મળકુમાર ઘણીવાર સૂધી પોતે નવાં મેળવેલા જ્ઞાનનું પુનરાવર્તન કરતો હતો. સરળા એક બાજુએ બેસીને પોતાના છોકરાના અડધા આખા મીઠા વાક્યથી જ્ઞાન અને બુદ્ધિની વાતો સાંભળતી હતી. ત્હેણે જે જીવજંતુ જોયાં હતાં તે બધાં યાદછે, અને તે ત્હેની ખબર બીજાને આપેછે તે જોઇને ત્હેનો સ્નેહપ્રવણ પ્રાણ આનંદથી ઉછળવા લાગ્યો અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે બાળકે આજે ઘણું નવું જ્ઞાન મેળવ્યું છે.

રાત્રીએ વાળુ કર્યા પછી સરળાએ સુબોધચંદ્રને કહ્યું:- "ત્હમે કાલે ઠીક કહ્યું હતું, છોકરો આજે ઘણું શીખ્યો છે."

સુબોધચંદ્ર બોલ્યો:-"બાળકને આવીરીતે શીખવવા એ ઘણુંજ સેહેલું છે. કહે જોઈએ, ત્હેણે આજે કયું કયું નવું શિક્ષણ મેળવ્યું છે?"

સરળાએ જવાબ દીધો:-"ત્હેણે આજે ઘણાં નવાં જનાવર જોયાં છે, જેઓના વિષય પેહેલાં ત્હેને કંઇપણ જ્ઞાન નહોતું."

સુબોધચંદ્રે કહ્યું:-"ત્હેની સાથે બીજું ઘણું શિક્ષણ મેલવ્યું છે. ધારો કે એની પેહેલાં જેટલી વાત શીખ્યો હતો તે બધા જનાવરના નામ જાણતો હતો, ત્હેના કરતાં કેટલું વધારે જાણવા પામ્યો છે, અને જનાવરોનાં નામ જાણ્યાં. કયું જનાવર શું ખાયછે, શું શું કરેછે, કિયું જનાવર જંગલમાં રહેછે અને કિયું જનાવર જમીનના

ખાડામાં રહેછે, એ વિષય કેટલુંક તે આજ શિખ્યો."

સરળાએ કહ્યું:–"ઠીક કહ્યું. આવી રીતે જ્ઞાન વધારવાનો બીજો ઉપાય કહો?"

સુબોધચંદ્રે કહ્યું:–"ઘણા દિવસ થયા માએ કહ્યું હતું કે, ધર્મ, નીતિ, સાધુતા, સ્નેહ મમતા અને પ્રેમ તથા ઇતિહાસના બનાવ વાર્તાની ઢપે બાળકોને શીખવી શકાય એમ છે. બાળકને જોડે લઇને નાના સ્થાનમાં ફર્યાથી ઝાડ, વેલ, પાદડાં, ફળ, ફુલ, જીવજંતુઓનું જ્ઞાન આપી શકાય છે. એ બધા વિષયમાં બાળકો સેહેલાઇથી જ્ઞાન મેળવી શકેછે, પરંતુ એના કરતાં મુશ્કેલનો વિષય એ છે કે, જરા મ્હોટા હોતતો તે સમજી શકત."

સરળાએ કહ્યું:–"હજી સુધી ત્હમે બુદ્ધિ અને વિચારશક્તિ વધારવાનો સેહેલો ઉપાય બતાવ્યો નથી, તે હવે કહો?"

સુબોધચંદ્રે જવાબ દીધો:–"બુદ્ધિ અને વિચારશક્તિને જુદાં પાંડવાં એ ઘણુંજ મુશ્કેલ છે, વિશેષ કરીને બાળકના સંબંધમાં તો અસંભવિત છે. બુદ્ધિની અંદર વિચારશક્તિ અને વિચારશક્તિની અંદર બુદ્ધિનો પ્રકાશ સ્પષ્ટ નજરે પડેછે. બુદ્ધિમાન્ મનુષ્યો સુવિચારક, અને વિચાર નિપુણ માણસો બુદ્ધિવાન્ હોયછે એ સ્વતઃસિધ્ધ છે. ત્હેં ઘણીવાર જોયું હશે કે, પ્રેમ અને સૌંદર્ય અનુભવ કરવાની શક્તિ બાલ્યકાળથી બાળકોમાં આવેલી હોયછે.

કોણ તેને ચાહેછે, કોણ તેને ચહાતો નથી, કયી વસ્તુ સુંદરછે, કયી વસ્તુ સુંદર નથી? એ વિષે બાળક સારી પેઠે સમજે છે. જે ત્હેના ઉપર પ્રેમ રાખેછે, તેને દૂરથી જેતાંજ તેની પાસે જવાને બાળક ઘણોજ આતુર થાય છે, અને હાથ પસારીને અથવા કોઈ જાતનો અવાજ કાઢીને તેને ખોળે જવાને તલપી રહેછે. અથવા જેના પ્રેમની કંઈ ઓળખાણ મેળવી નથી, તેના ખોળામાં જવા ઇચ્છતો નથી, કદાપિ જાયછે તો જેટલો જોઈએ તેટલો આગ્રહ તથા ગેલ કરતો નથી. એક સફેદ ફુલ અને એક લાલ રંગનું ફુલ, એક ચળકતો રૂપીઓ અને મેલો રૂપીઓ, એક મેના અને એક ચલી, એક રંગીન તથા ચળક મારતો પોશાક અને એક સાદું કપડું, એ સઘળામાં જે સુંદર હશે તે બાળક લેશે. સૌંદર્યનું તથા પ્રેમની તુલના કરવાની શક્તિ ઉપરથીજ બાળકની બુદ્ધિની પ્રથમ પરીક્ષા થાયછે, અને એ વખતેજ બાળકની વિચાર શક્તિ તથા બુદ્ધિના અંકુર પ્રકાશ થાયછે. એ વખતેજ બાળકની બુદ્ધિવૃત્તિની ઉન્નતિ કરવાના ઉપાયો યોજવા એ માબાપનું કર્ત્તવ્ય છે, કઈ હાલત બાળકની બુદ્ધિ તથા વિચાર શક્તિને વધવાને અનુકૂળ છે અને કયો સમય અનુકૂળ નથી તે વિચારવંત માણસોએ નક્કી કરવું જોઇએ."*

---

* બેઈન-સકૃત કેળવણી પાનું ૧૨.

સરળાએ કહ્યું.–" એવો કંઈ ઉપાય દેખાડો કે જેનું અવલંબન કર્યાથી આપણા છોકરાની બુદ્ધિ અને વિચાર કરવાની શક્તિ વધે."

સુબોધચંદ્ર બોલ્યો:–" કાલે સવારે નિર્મળને સાથે લઇ-ને ગાયન સાંભળવા ગયો હતો, ગાયન પૂરૂં થયા પછી હ્‌હેણે ગાનારને પાછું ગાયન ગાવાને કહ્યું નહિ, પરંતુ તે કહેવા "લાગ્યો, પાછું વગાડો પાછું વગાડો." અને કહેવા લાગ્યો " પિતાજી હું વાજું સાંભળવા ચાહુંછું." આના ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે ગાવાના કરતાં વાજું સાંભળવાને તે ઘણોજ ઇચ્છે છે. પરમ દહાડે મીઠાઇ વેચનાર આવ્યો હતો, મ્હેં હ્‌હેને પૂછ્યું "તું શું ખાઇશ?" તે મીઠાઇ વેચના-રની પાસે જઇને પોતાને પસંદ પડતી મીઠાઇ લીધી હ્‌હેના મ્હેં પૈસા આપ્યા. પોતે પસંદ કરેલી મીઠાઇ ખુશીથી ખાવા લાગ્યો. પાંચ છ દિવસની વાતપર આપણે ખાવા માટે છ કેરી કરંડીઆમાંથી કાઢી હતી, હ્‌હેમાંથી સારામાં સારી બે કેરી આપણા કુમારે કાઢી લીધી. કુમારને મ્હેં કહ્યું, " કે ભાઇ! આ બે કેરી તું લે અને હ્‌હારી પાસે જે બે કેરી છે તે મ્હને આપ." તેણે કહ્યું, " પિતાજી! આ બે કેરી સારી છે. તે હું ખાઇશ." અકલમંદ માણસો આવા સામાન્ય બનાવપરથી બાળકને જ્ઞાન અને બુદ્ધિના માર્ગે લઇ જાય છે. કાલે હ્‌હને દેખાડીશ કે કેવીરીતે બાળકની બુદ્ધિ અને વિચાર શક્તિ વધે."



# પ્રકરણ ૧૦ મું.

બીજે દિવસે સવારે સુબોધચંદ્રે નિર્મળને પાસે બોલાવીને કહ્યું, "ભાઇ પેલી ન્હાની ખુરશી અહિં લાવ જોઇએ." ત્હેણે તરત તે ખુરશી લાવીને બાપની પાસે રાખી. તે વેળાએ સુબોધચંદ્રે સરળાને બોલાવીને કહ્યું, "આપણા છોકરાની મઝા જોઈશ કે?" આટલું કહીને સુબોધચંદ્રે ફરી કુમારને કહ્યું, "ભાઇ પેલી મ્હોટી ખુરશી આહિં લાવ જોઇએ." બાળક ઉત્સાહથી ગયો ખરો, પરંતુ ખુરશીને ખેંચી શકયો નહિ, ખેંચી નહિ શકયાથી બોલ્યો, "પિતા, જી! આ ખુરશી ઘણી ભારી છે." સુબોધચંદ્રે કહ્યું "બેટા! જો તું એ ખુરશી લાવીશ તો ત્હને એક સારી કેરી આપીશ." બાળક પાછો ઉત્સાહ પૂર્વક ખુરશી લેવા ગયો, તે ઘણું મથ્યો અને ખેંચી લાવ્યો ખરો, પરંતુ જ્યારે દરવાજામાં ખુરશી અટકી, ત્યારે બાળક વિપદ્ સમજીને ફરી પિતાની પાસે આવીને કેહેવા લાગ્યો, "પિતાજી! ખુરશી દરવાજામાં અટકી છે, આવતી નથી." પિતા બોલ્યો, "ત્હને એક કેરી આપીશ એવું કહ્યું હતું પણ જો તું અહિં લાવીશ તો ત્હને રમવા માટે નવો દડો આપીશ," નિર્મળચંદ્ર ફરી નવા ઉત્સાહની સાથે ખુરશી ખેંચવા લાગ્યો. અંતે ઘણો વિચાર કર્યા પછી તદબીર અને કૌશલ કરીને છેલ્લીવારે ખુરશીને એક બાજુ આડી કરીને ખેંચી લાવ્યો. ઘણી મેહેનત પડવાથી છોકરાને ઘણોજ પરસેવો નીકલ્યો હતો, તેથી સરળાએ પોતાના લુગડાથી તે લુછી

નાખ્યો. પિતા એ જે આપવાને કહ્યું હતું તે સ્નેહ ચુમ્બનની સાથે આપ્યું, તે સર્વ મળ્યાથી બાળક નિર્મળ આનંદથી નાચવા લાગ્યો. સુબોધચંદ્રે સરળાને કહ્યું, "ઘણી મેહેનતથી હિમાલયના સર્વેથી ઉચ્ચા શિખર ઉપર ચઢ્યાથી અથવા તોફાનમાં વ્હાણ ભાંગ્યાથી તરીને કિનારે આવ્યાથી જેવો માણસને આનંદ ઉપજેછે, તેં એકલીએ રસોઇ કરીને પચાસ માણસને યથાસમય ખવાડયાથી અથવા ઘરે આગ લાગ્યાથી ત્હારા છોકરાને અગ્નિના કરાળગ્રાસમાંથી બચાવ્યાથી ત્હારા પ્રાણમાં જેમ ઠંડા આનંદનો સંચાર થાયછે, તેમ આજે આ બાળક આ મુશ્કેલી ભરેલું કામ પાર પાડીને વિજયી સેનાપતિની પેઠે ઉત્સાહથી પગ ઉપાડે છે. ત્હેં હમણાં જોયું છે કે પેહેલી નાની ખુરશી સેહેલાઇથી લાવ્યો હતો, પછી મ્હોટી ખુરશી ખેંચવા નહિ પામ્યાથી બોલ્યો હતો કે, "પિતાજી આ ખુરશી ભારીછે." આના ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, કંઈ વસ્તુ કોના કરતાં ભારીછે, તે બાળક સમજે છે. બીજું છોકરાને જેમ જેમ ઇનામની આશા આપવા લાગ્યો, તેમ તેમ બાળક ઉત્સાહિત થઇને તેના કરતાં ભારે કામ બજાવવાની કોશેશ કરવા લાગ્યો અને છેલ્લીવારે પોતે ત્હેનો ઉપાય શોધીને ખુરશીને અંદર લાવ્યો. જો, ઈનામ મળ્યાથી કેવો આનંદથી નાચેછે. આવીરીતે ન્યાય અન્યાય, સારૂ નરસુ, હસવું રડવું, સુખ દુઃખ, પ્રકાશ અંધારૂ, દિન રાત્રિ, થંડુ ગરમ, ચંદ્ર સૂર્ય, તડકો વ-

રસાદ વગેરે નાનાપ્રકારની વસ્તુ અને બનાવપરથી બાળક દહાડે દહાડે જ્ઞાન, બુદ્ધિ અને વિચાર શક્તિની ઉન્નતિ મેળવેછે. પિતા માતા જ્ઞાનવાન્ અને બુદ્ધિમાન હોયતો આ સર્વની અંદરથી બાળકને ઉન્નતિના માર્ગે ચડાવી શકેછે.*"

સરળાએ કહ્યું:—" ત્હમે હજી સૂધી ત્હદયના ગુણોને યથા યોગ્યરીતે ખીલાવવાના સંબંધમાં કંઇ કહ્યું નથી. તે વિષય કહો તો ઘણું સારૂં."

સુબોધચંદ્ર બોલ્યો:—" ત્હેં ઘણીવાર જોયું હશે કે, આપણે ત્યાં એક રગતપીતીઓ ભીખારી ભીખ માંગવા આવે છે. નિર્મળ તેને દૂરથી જોતાંજ દોડતો મ્હારી પાસે આવીને કહેછે કે, "બાપા! પૈસો આપો, બાપા! પૈસો આપો." હું જ્યાં સૂધી પૈસો આપતો નથી, ત્યાંસૂધી મને જંપીને બેસવા દેતો નથી. કેવીરીતે નિર્મળ પીડિત ભીખારીના ઉપર દયા કરવા શિખ્યોછે તે તું જાણતી નહિ હશે. એક દહાડો રોગી ભીખારીને જોયાથી મ્હારા અંતઃકરણમાં ઘણુંજ દુઃખ ઉપજ્યું, હું કોઇરીતે આંસુ રોકી શકયો નહિ અને પછી બે પૈસા આપીને ચાલતો થયો; તે દિવસ નિર્મળચંદ્ર મ્હારી સાથે હતો. એક દહાડાના એક સદનુષ્ઠાનથી તેને પેલા ગરીબ માણસના ઉપર સદય વ્યવહાર કરવાને ઉત્સાહિત કર્યોછે."

સરળાબોલી:—"તેથીજ નિર્મળ ભીખારી ઘેર આવ્યાથીજ "મા ભીખ આપ,' મા ભીખ આપ, આમ કહીને પજવેછે."

---

* બેઇનસકૃત કેળવણી-પાનુ.૧૭-૧૮-૧૯.

સુબોધચંદ્રે કહ્યું:–"કોઇ આપણે ત્યાં મિત્ર આવ્યાથી ઉત્તમ ઉત્તમ ખાવાની તૈયારી કરીએ છિયે એથી નિર્મળ પોતાની ખાવાની વસ્તુ બીજાને આપવા શીખ્યોછે. કેટલાક દિવસની વાત ઉપર હું નિર્મળને સાથે લઇને નવીનચંદ્રને મળવા ગયો હતો. ત્યાં નવીનચંદ્રે નિર્મળને બે કેરી અને બે નારંગી આપી, એટલામાં નિર્મળનો મામો ત્યાં આવી પહોંચ્યો; તેણે નિર્મળની પાસેથી ખાવાનું માગ્યું, માગતાંજ તેને એક કેરી અને એક નારંગી આપી. ફરી ખાવાનું માગ્યું; પરંતુ કંઈપણ આપ્યું નહિ, પાસે ઉભેલા એક નહિ નવીન માણસે તેની પાસથી ખાવાને કેરી અને નારંગી માંગી. માગતાની વાર તેને તે આપી! બાળકના પ્રાણનો ભાવ પરીક્ષા કરી દેખાડવા મ્હેં તેને કહ્યું, "બેટા! ચાલ ઘેર જઈએ." તે અમ્લાન વદનથી મ્હારો હાથ ઝાલીને જવા લાગ્યો, તે વેળાએ નિર્મળને બોલાવીને ખાવાનું પાછું આપ્યું તેથી તે આનંદથી નાચતો નાચતો ખાવા લાગ્યો."

સરળાએ કહ્યું:–"નિર્મળને કોઈએ ખાવાનું આપ્યું હોયતો પોતે ખાયછે અને મને અથવા બીજો કોઈ પાસે હોયતો તેને ખવાડવીને ખાયછે, ખાતો ખાતો એક કોળીઓ લઇને મ્હારા મ્હોંમાં મૂકેછે. ત્હમે એક દિવસ કહેતાહતા કે, આપણે ત્યાં કોઈ મિત્ર અથવા સગો આવેછે તો તેને જવા દેતો નથી; તે ઘેર જવા ચાહેછે તો તેને રોકેછે, જો તે જવાને ઘણો આતુર હોયછે તો તે તેની જોડે તેને

ઘેર જવા ઇચ્છેછે, ગમે તો ઓળખીતો હોય અથવા ગમે તો અજાણ્યો હોય, તોપણ તે સહુને પોતાનો માણસ સમજેછે, એ ઘણુંજ સારૂં!

સુબોધચંદ્ર બોલ્યો:–"આજ એક વાત બનીછે તે ત્હને કહ્યાથી તું સારીપેઠે સમજીશ કે, ત્હારા નિર્મળના હૃદયમાં સદ્‍ભાવો ધીરે ધીરે ખીલેછે."

સરળાએ ઘણીજ આતુરતાથી પૂછયું કે "આજે શું કર્યુંછે?"

સુબોધચંદ્રે કહ્યું:–"એક મનુષ્ય આજે આપણ ઘરની પાસેના રસ્તાઉપર એક ઝાડ પકડીને એકલો રોતો હતો. નિર્મળ મ્હારી જોડે રસ્તા ઉપર ફરતો હતો તેને પેલા માણસને રોતો જોયો, પણ હું વિચારમાં નિમગ્ન હતો તેથી પેલા માણસને રોતાં જોયો નહિ, નિર્મળચંદ્રે તેની પાસે જઈને લુગડું ખેંચી તેને પૂછયું,"ત્હમે શા માટે રૂવોછો?" ત્હેનો જવાબ કંઇ નહિ મળ્યાથી દોડતો મ્હારી પાસે આવ્યો, અને ઘણોજ આતુરતાથી કહેવા લાગ્યો, "પિતાજી! મેવો વેચનાર–પેલો મેવો વેચનાર–રૂવેછે, બાપા આવો." મ્હેં પાસે જઇને જોયું તો આપણા મોહોલ્લામાં રોજ મેવો વેચવા આવેછે તે માણસ ઉભો રહીને રૂવેછે. નિર્મળે તેનું કપડું ખેંચીને તેને ચુપ રહેવા કહ્યું. મેં તેને બે ત્રણવાર ઉપરા ઉપરી પૂછયાથી તેણે રોતાં રોતાં જવાબ આપ્યો, "શેઠજી! મ્હારો વૃદ્ધ બાપ મરણ પામ્યોછે. હું તેમને મરતીવેળાએ જોવા પામ્યો નહિ, હું આટલો મ્હોટો છોકરો હોવા

છતાં પાસે રહીને પિતાની સેવા કરી શકયો નહિ એ વાસ્તે મનમાં ઘણુંજ દુ:ખ થાયછે, તેથીજ રોઉછું." મેં તેને મિષ્ટ-વાતથી શાંત કર્યો, નિર્મળ પણ અડધા ભાગા મીઠા વાકયથી તેને શાન્ત્વના આપવા લાગ્યો. નિર્મળનો પ્રેમ જોઇને પેલો માણસ રોતોરોતો એકદમ નિર્મળને આદર કરવા લાગ્યોછે."

સરળાએ કહ્યું:-"જ્યારે ત્હમારા ભાઈને અસુખ થયું હતું ત્યારે હું સુરત ગઈ હતી. જ્યાં અમે રહેતા હતા, ત્યાં એક મેનાં હતી, તે ઘણીજ સારીરીતે આપણા નિર્મળનું નામ દઇને બોલાવતી હતી, તેનાં શરીર ઉપર તે હાથ ફેરવતો હતો-તેને હાથ લગાડતો હતો-તેને ખાવાને આપવા તે ઘણોજ ચહાતો હતો. અને મેનાં પાળવા માટે મને ઘ-ણોજ પજવતો હતો. ઘરે કુતરો, બીલાડી, ગાય, કબુતર વગેરે પશુપક્ષી હોયતો, બાળકનો પ્રેમ તથા સ્નેહ મમ-તાનો ભાવ કેવળ મનુષ્યમાં બંધાઈ નહિ રહેતાં પશુપક્ષી-માં પણ ફેલાયછે, તે વાત શું ઠીક છે."

સુબોધચંદ્રે કહ્યું:-ત્હેં ઠીક કહ્યું છે, હવે ત્હને વિનયયુક્ત કરવા વિશે કહુંછું. છોકરાંને ઉત્તમરૂપે શિક્ષિત અને વિનિત કરીને તેઓને નમ્રતપ્રકૃતિ અને બીજા ગુણવાનમાં ગુણવાન કરવા એ માતાનું કર્ત્તવ્ય છે. બાલ્યાવસ્થામાં બાળકો-ની જે સર્વ મનોવૃત્તિ હોયછે; તેમાંથી કેટલીક બળવાન તથા તેજસ્વિ કરવી અને બીજી કેટલીક વશીભૂત કરવી ઘણીજ આવશ્યક છે. નિકૃષ્ટ પ્રવૃત્તિઓ સ્વભાવતઃ તેજ-

સ્વિની હોયછે. પ્રાયઃ જોવામાં આવેછે કે બાળકની સત્પ્રવૃત્તિનો ઉદ્રેક થવાની પેહેલાં અસત્ પ્રવૃત્તિઓ ઉત્તેજિત થાયછે, તેને માટે બાળકના આચરણ ઉપર સર્વદા નજર રાખવી જોઇએ અને જેથી તેની અસત્ મનોવૃત્તિઓ નિસ્તેજ થાય અને સત્પ્રવૃત્તિઓ પ્રબલ થાય, તેનું સાધન કરવું માતાનું અવશ્ય કર્ત્તવ્યકર્મ છે.

બાળકો કોઇ વસ્તુ લેવાની ઇચ્છા કરેછે તો ઘણું કરીને તે રૂવેછે, પરંતુ આપણને એ વિષે ઘણી સાવચેતી રાખવી જોઈએ, કારણ કે, ધીરે ધીરે એ ઉપાયદ્વારા શઠતા શીખેછે. બાળકની સાથે વ્યવહાર કરવામાં આવે તો સહનશીલતા, શાંત, શિષ્ટ અને દયાલુ થવું જોઇએ. અને સુમધુર મૃદુવચનથી ઉપદેશ આપવો જોઇએ. ખરાબ પ્રકૃતિના બાળકનાં ચરિત્ર સુધારવાં હોયતો પિતા માતાએ સુશીલ અને સચ્ચરિત્ર થવું જોઇએ. જેઓ બાળકોને કટુવાક્ય, પ્રચંડ તાડના, ભર્ત્સના અને શારીરિક દંડ આપવો વગેરે દ્વારા સચ્ચરિત્ર કરવાનો યત્ન કરેછે, તેઓ ઘણા ભૂલાવામાં પડેલાં છે. બાળકની સામે કદીપણ ક્રોધ પ્રકાશ કરવો નહિ જોઇએ; દૃષ્ટાંત અને સ્નેહથી બાળકને વશીભૂત કરવાં એ ઉત્તમ કામ છે. કોઈ કોઈ પિતામાતાનો એવો મત છે કે સજા કર્યા શિવાય બાળકને સચ્ચરિત્ર કરી શકાતા નથી; પરંતુ એ ખરીવાત નથી. પેહેલાં તેઓ બાળકના ઉપર સારો વ્યવહાર કરતા નથી, તેથીજ શારીરિક સજા આપવાની જરૂર પડેછે.

સ્નેહના વશવર્ત્તી થઈને બાળકોને વિનિત કરવા જોઇએ. બાળકોને શિક્ષણ આપવાની વેળાએ સ્નેહ આપણો નેતા થાય તો આપણું કુટુંબ સ્નેહના આલય રૂપથી જણાશે. આપણું અને બીજાનું સુખ તથા સ્વચ્છંદતાની વૃદ્ધિ કરવી એ આપણા જીવનનો મૂખ્ય ઉદ્દેશ્ય છે; પોતાના અપરાધ પોતાના અથવા બીજાના સુખની હાનિ કરેછે, એટલામાટે જે માણસ પોતાની ઉન્નતિ કરેછે તેઓ જનમંડળની ઉન્નતિ કરેછે; અને જે માતા પોતાના છોકરાંને સારીરીતે શિખાડેછે તે પણ જનમંડળની ઉન્નતિ કરનારી થાયછે.

છોકરાં મ્હોટાં થયાં છતાં માબાપની જીવદ્દશામાં તેઓના પ્રતિ, તેઓના કર્તવ્યનો અંત આવતો નથી. શિશુ જીવનના કલ્યાણને માટે જે સામગ્રીની જરૂર છે, તે ટૂકામાં દેખાડી છે. બીજા કેટલાક સદુપાયનું વર્ણન કરવા ઈચ્છુંછું. ઘણું કરીને માણસોએ પરીક્ષા કરીને જોયલું છે કે શરીરની સાથે મનનો એવો તો પાસેનો સંબંધછે કે એકની અસુખાકારી થાય તો બીજાને પણ અસુખાકારી થાય છે. શરીર સુખાકારી હોયતો ઘણી વખતે મન પણ પ્રફુલ્લતા મેળવેછે. વળી મનની અવિચલિત શાંતિ અને સ્ફુર્તિ ઉપર શરીરનું બળ આધાર રાખેછે, એ વાસ્તે બાળક બાળિકાનું શરીર નિરોગ હોય, તો તેઓ દિવસે દિવસ રૂષ્ટપૃષ્ટ થાયછે, જેમ આકાશમાંના પક્ષી અને બગીચામાંનાં ફુલ કુદરતી સ્વચ્છ હોયછે, તેમ બાળક બાળિકા ગૃહરૂપી

બગીચામાં ખીલેલા વિમળ પુષ્પની શોભા આપેછે, અથવા જેમ મિષ્ઠભાષી અને ક્રીડા-પ્રિય પક્ષીઓ આહિંથીતાહિં સ્વેચ્છાથી નાચેછે તેમ બાળકને પણ નિયમીત સ્વેચ્છાએ વર્તવા દેવાં જોઈએ.

જો બાળક બાળિકા સાહસ અને વિક્રમથી ગૃહરૂપી રંગભૂમિમાં આમતેમ હરીફરી શકે, દોડાદોડ કરી શકે અને એવાં નિર્દોષ કાર્યમાં તિરસ્કાર શિક્ષાનો ભય નહિ હોયતો તેઓના શરીરનો વિકાશ અને ચિત્તની પ્રસન્નતા મેળવેછે.

જો વખતે વખત માતાપિતા તેઓની રમતમાં સામેલ થઇને તેઓના સ્વાધીનભાવ અને ઉત્સાહને વૃદ્ધિ કરે અને તેની સાથે તેઓની બુદ્ધિ તથા જ્ઞાનને સુમાર્ગે લઈ જવાનો યત્ન કરે તો તેઓને વિશેષ લાભ થાય. રમતની જગાએ બાળક થઇને છોકરાંની સાથે મળ્યાથી તેઓ આપણા ગુણ ઘણી સેહેલાઇથી મેળવી શકેછે. છોકરાં શિક્ષણ મેળવવાને ઘણાં આતુર હોયછે તો તેઓના સમક્ષ જેવી છબી ધરવામાંઆવે, તેવી છાંયા તેઓ જલદીથી ગ્રહણ કરેછે. આવીરીતે ગ્રહણ કરવાનો અભ્યાસ થયાથી બાલ્યકાળે જે શિક્ષણું મેળવેછે તે જીવન પર્યન્ત કાયમ રહેછે.

નેવું વર્ષના વૃદ્ધને બાલ્યકાળે ભણેલા મુગ્ધબોધમાંનો ભાગ યાદ રાખતાં, અથવા તેના યૌવનારંભમાં સંસ્કૃત શ્લોક વાંચેલાના અર્થ કરતાં જોયાથી કોના મનમાં આનંદ ઉપજશે નહિ? આવાં ઉદાહરણ કંઈ ઓછાં નથી. કોઇ બાળક પોતાનો પાઠ ભણવામાં આળસુ હોય તો તેને નહિં

મારતાં પોતાનો બાલ્યકાળના નવોદ્ધમલબ્ધ પાઠ મ્હોંડે કહેવાથી તેને આશ્ચર્ય અને સ્તંભિત કર્યાથી શું વધારે ફળ નિપજેલું જોશો નહિ? તિરસ્કાર અને માર વગેરે નિષ્ઠુર શાસનથી બાળક બાળિકાનાં મનમાં જે ભય તથા કઠોરતાનો સંચાર થાયછે તેથી ધારેલી મતલબ પાર ન પડતાં ઉલટી હાનિ કરેછે. આવે પ્રસંગે માબાપો તથા સગાંવહાલાંએએ પોતે બાલ્યકાળમાં વિદ્યાભ્યાસ કર્યો હોય તેવું ધ્યાન આપીને તેના મનને ઉત્તેજિત કર્યાથી તેનું ઘણું સારૂં પરિણામ નિપજશે. જો એમ પૂછવામાં આવે કે ન્હાનપણનો અભ્યાસ વૃદ્ધઉમ્મરમાં યાદ રાખેલો જોયાથી બાળકને વાંચવા લખવામાં રૂચિ ઉત્પન્ન થાયછે અને તેઓ પ્રત્યક્ષ પ્રમાણ જોયાથી ઉત્સાહીત થાયછે, તે શિવાય બીજો કંઇ લાભ છે કે નહિ? તો તેના ઉત્તરમાં હું કહુંછું કે બીજા કોઇને ઘણા કાળનું ભણેલું યાદ રાખતાં જોયાથી બાળકો તે પ્રમાણે યાદ રાખવાની ઇચ્છા કરેછે અને તેની સ્મરણ શક્તિ તેવા ઉદાહરણ જોયાથી દિવસે દિવસ વધેછે.

ઘણાંક બાળકો માર ખાવાના ડરથી સત્યવાત છુપાવેછે, પરંતુ જો તે જાણે કે મ્હારા કરેલાં ખરાબકામ જાહેર ન થયાથી મ્હારે કઠોર શબ્દો સાંભળવા પડશે અથવા લજ્જાથી માથું નીચું કરવું પડશે અને વગર મારે રોવું પડશે, તો શું તેઓ તે છુપાડવાને પ્રવૃત્ત થશે?

છોકરાં જો ધારે કે સંસારના ઘણાકપ્રિય પદાર્થના કરતાં

તેઓને સર્વ પ્રકારે સુખી કરવાનું પિતા માતાનું લક્ષ્યછે અને તેઓને સુખી જોઈને માબાપ પોતાને ચિરકૃતાર્થ માનેછે, તેઓને કોઇ કલેશથી અથવા કોઇ પ્રકારના કુકર્મના અનુષ્ઠાનથી, અશ્રુજળથી મંગળાકાંક્ષી જનક જનનીના ગાલ ભીંજાશે, તો શું છોકરાં પોતાની ઇચ્છાથી તેવાં કામ કરવામાં વિરત રહેશે નહિ? નિશ્ચય રહેશેજ. જે માબાપે પોતાના છોકરાંને પોતાનું ધન જાણ્યું છે, તેઓજ કેવળ એની સાક્ષી આપવાને સમર્થ થશે. જો આપણો નિર્મળકુમાર સર્વ કામ પોતાની મેળે કરેછે, પરંતુ જે કામ તેની પાસે નવું જણાયછે તે સંબધી મને અથવા ત્હને પૂછેછે, એના ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે તે ત્હને અને મને પોતાના ક્ષુદ્ર જીવનનો પરમબંધુ જાણેછે, આપણે સુખને માટે, નયન મનની પરિતૃપ્તિને માટે, સ્વાર્થથી પરિચાલિત થઈને તેને માણસાઈમાં આણવાને યત્ન કરીએ છિયે એ ભાવ તેના મનમાં કદીપણ ઉત્પન્ન થતો નથી. તેના કલ્યાણને માટે પોતાને ભૂલીને કામ કરીએ છિયે એ તે સમજે તો ઘણુજ મંગળ થશે.

જો ગૃહ બાળકોને સુશિક્ષણ મેળવવાનું પ્રથમ અને પ્રધાન ક્ષેત્ર જાણીને સાબેત થાય અને પિતામાતાજ જો તે શિક્ષણ આપવાને માટે સર્વથી શ્રેષ્ઠ શિક્ષક અને શિક્ષયિત્રી થાય, તો કુચરિત્ર દાસદાસી તે શિક્ષણના માર્ગપર મ્હોટા શત્રુ થાયછે. સચ્ચરિત્ર અને ધાર્મિક નોકરો બાળકોની ગૃહ–શિક્ષાના સર્વથી મ્હોટા મદદગાર થાયછે, તેમાં કંઇ-

પણ સંદેહ નથી, ઘણીક વખતે સચ્ચરિત્ર અને ધાર્મિક મા-
બાપને ઘેર જન્મ લઇને પણ કોમળમતિ બાળક બાળિકા-
ઓ ઉમ્મરે જતાં ઉન્નત જીવન મેળવી શકતાં નથી, તેનું
સર્વથી મ્હોટું કારણ એ છે કે, પાપાચારી નોકરોની સોબ-
તમાં અથવા સંસારના પાપના પ્રવાહમાં તણાતી દાઈના
અપવિત્ર ખોળામાં રક્ષિત અને લાલિત પાલિત થઇનેજ
તેઓ ઘણી વખતે માબાપના ચિરદુ:ખનું કારણ થાયછે.
ગમે તો ધનવાન હોય કે દરિદ્ર હોય, ગમે તો કુળવાન
હોય કે હીન કુળનો હોય, જો છોકરાંને ચરિત્રમાં ઉન્નત,
જીવનમાં આદર્શ, વિદ્યામાં કુશળ, જ્ઞાનથી પરિમાર્જિત,
સ્વતંત્રતામાં અપ્રતિહત અને ધર્મમાં સુરક્ષિત કરવા ઇ-
ચ્છતા હોય તો સચ્ચરિત્ર અને સદાચારી નોકરો મેળવવા
ને યત્ન કરો. ચાકર અને દાઇની સાથે હાલ આપણો જેવો
સંબંધ જોવામાં આવેછે તે ઘણોજ નિકૃષ્ટ છે. જેની કુટું-
બની શાન્તિ અને મંગળની તરફ નજર હોય, વિશેષત:
બાળક બાળિકાની ભવિષ્ય ઉન્નતિ તરફ નજર હોય, તો
ચાકર અને દાઇની હીન તથા અનુન્નત જીવના ઉપર અય-
ત્નનો ભાવ પ્રકાશ કરવો સંપૂર્ણ અસંભવ છે."

સરળાએ કહ્યું:–" ત્હમે ઠીક કહ્યું, સારા ચાકર અને દાઈ
નહિ હોવાથી કુટુંબમાં શાન્તિ રહેતી નથી, છોકરાં પણ
માણસાઈમાં આવતાં નથી, એ ખરી વાતછે. છોકરાંને
સદ્ગુણી કરવામાં કેટલી બાજુએ નજર રાખવી પડેછે
તેનો વિચાર થતો નથી. આપણા કુટુંબમાં જરા ઓછાપણું

હોયતો તરત તે બાળકના જીવનમાં પ્રવેશ થઇ જાયછે અને તેની ઉન્નતિના માર્ગમાં એક પડદો પડી જાયછે."

સુબોધચંદ્ર બોલ્યો–"ત્રણ ચાર વર્ષના બાળકને સુમાર્ગે કેવીરીતે ચલાવવા જોઈએ તે મ્હારી અલ્પમતિ અને બુદ્ધિ–પ્રમાણે મ્હેં ત્હારી પાસે કહ્યું. વળી જો કંઈ કહેવાની આવશ્યકતા જોઇશ તો હવે પછી કહીશ! મ્હારી ખાતરી થઇછે કે, તું જે વિચાર કરીને અને શ્રમ કરીને આપણા નિર્મળકુમારને જે માર્ગપર ચલાવેછે, એ માર્ગપર ચાલીને જીવનમાં ઉન્નતિ મેળવી શકશે, મનુષ્ય થઈને મનુષ્ય નામની સાર્થકતા કરીને કૃતાર્થ થઇશું. ઇશ્વર કરે ને ત્હારી અને મ્હારી અંતરની વાસના પૂર્ણ થાય એટલે થયું."

સરળાબોલી–"હું પણ ત્હમારી સાથે સમસ્વરથી કહું છું કે આપણે રાત્રદિવસ મેહેનત કરીશું, તો ઇશ્વર આપણા મનોવાંછા પૂર્ણ કરશે."

સુબોધચંદ્રે કહ્યું:–"માબાપ થવાની આગમજ કેવી રીતનું જીવન બનાવ્યાથી સુસંતાનનાં માબાપ થઇ શકે–બાળક જન્મવાની પેહેલાં સંભાવિત–પુત્રવધૂ અને કન્યાની કેવીરીતે સાવધાનથી અને યત્નથી રક્ષા કરવી જોઇએ,–બાળક જન્મ્યાથી, તેના જીવનનાં ઉન્નતિ તથા સુશિક્ષણ માટે કેવીરીતની તૈયારી તથા ઉપાય અવલંબન કરવા જોઈએ, તે યથાશક્તિ પ્રમાણે આલોચના કરવામાં આવી. એ ઘણું ખરૂં લોકોના જાણવામાં છે તે છતાં પગલે પગલે તેને તુચ્છ કરવામાં આવેછે. આ સર્વ સહજ સત્યને તુચ્છાકારી

કાઢયાથી આપણા દેશની આવી દશા થઇછે. સરળા ! યાદ રાખજે કે આ સર્વ સામાન્ય સત્યના ઉપર ધ્યાન નહિ લગાડતાં નિર્મળકુમારની ખરાબી કરીશ માં. આ સંસારના સર્વ બનાવમાં ભગવાનની ઇચ્છા અને અભિપ્રાય જોવામાં આવેછે. કેવી સુંદર રીતથી તેણે માબાપના દ્વારા અસહાય બાળકના સર્વ અભાવ દૂર કરાવેછે. જેવીરીતે બાળક જીવનમાં તેની કરૂણા અને મંગળ ભાવની ઓળખાણ મળેછે, તેવીરીતની બીજી કયાં પણ મળતી નથી. મદદ વગરનું બાળક માતાના ખોળામાં સૂઈને જ્યારે સ્તન દૂગ્ધ પીએછે અને એક એકવાર પ્રફુલ્લભાવથી ચારે બાજુએ જુએછે, તેની અંદર ભગવાનની કરૂણા અને મહિમાનો આભાસ મેળવીને ઈશ્વર ઉપર આસ્થા રાખનાર ઘણોજ આનંદિત થાયછે. કેવીરીતે હસતાં રોતાં શિખેછે, કેવીરીતે માબાપને બોલાવતાં શિખેછે, કેવીરીતે તે દહાડે દહાડે જ્ઞાનના માર્ગપર આગળ વધેછે, કેવીરીતે તેઓના મનના સદ્દભાવ ખીલેછે! જેઓ તે ઉત્તમ પ્રકારે લક્ષ્ય કરેછે તેઓ કૃતજ્ઞતાથી તે મંગળસ્વરૂપ ઈશ્વરના ચરણમાં પ્રણામ કરીને પોતાને કૃતાર્થ સમજેછે. બાળકને માણસાઇમાં આણવાં એ એક મહાવ્રત છે, એ યાદ રાખીને લોકો સંસાર–ધર્મમાં રત થવું એજ ભગવાનની ઈચ્છા છે. જેઓ ઇશ્વરની આ ઇચ્છા, પાલન કરેછે, તેઓને ધન્યછે, તેઓનુંજ માનવજન્મ લેવાનું સાર્થક થાયછે.

---